# વગડાનાં ફૂલ



મકનજી પરમાર

: સોલ એજન્ટ :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રોડ : અમદાવાદ

# અર્પણ

જેને જીવન નિચોવી મને
જીવન જીવાડયું તેવી મારી
પૂજ્ય બાંધવ બેલડી

**રામસીંગ પરમાર**
( મેનેજર, સ્વાધીન મુદ્રણાલય )
તથા
**મેરુભાઇ પરમાર**

ને



# ચિત્રકાર પરિચય

**આ** પુસ્તકપરના મુખપૃષ્ઠ પરનું ભાવવાહી ચિત્ર આ પુસ્તક પ્રકાશન માટે શરૂથી તે અંત સુધીમાં મને અનેક રીતે સહાય કરનાર મારા સ્નેહી શ્રી. ધૈર્યચંદ્ર બુદ્ધ: લાઠીની વિનતિથી ને મારા પ્રત્યેનાં સદ્‌ભાવથી પ્રેરાઇને સ્વ. કલાપીના પૌત્રરત્ન લાઠીના ના. કુ. શ્રી. મંગળસિંહજી સાહેબે દોરી આપ્યું છે. તે બદલ તે નામદારનો હું ખૂબ જ ઋણી છું.

સાહિત્યક્ષેત્રે સ્વ. કલાપી કાવ્ય મસ્ત રાજવી ગણાયા તેમ જ કલાક્ષેત્રે ના. કુ. શ્રી. મંગળસિંહજી સાહેબ એક ભવ્ય કલાકાર બને તો ના નહિ. તેઓ નામદારશ્રી આ કલાના અભ્યાસ માટે આખો યુરોપ ખુંદી વળ્યા છે. તેમની પીંછીના તેજ ચમકાર દર્શાવતું 'રાગમંજૂષા' નામે આઠ ત્રિરંગી ચિત્રનું આલ્બમ બહાર પડયું છે. આઠે ચિત્ર આઠ રાગોના છે. સંગીતમાં જે ભવ્ય રીતે ઓતપ્રોત બનેલ હોય તે જ આટલો ભવ્યભાવ ચિત્રોમાં ઉતારી શકે. એટલે ના. કુમારશ્રી પીંછીએ જેટલા પાવરધા છે તેટલા જ સંગીતજ્ઞાતા પણ હોવા જ જોઇએ એમ તેઓ નામદારનું આલ્બમ જોતા તરત જ કહી શકાય.

આવા એક રાજવંશી ભાવનાશાળી યુવાન કલાકારે મમતા દર્શાવી મને ઉપકૃત કર્યો છે. હું એ નામદારનો ખરેખર ઋણી છું.



# આભાર દર્શન

**આ**વી કાગળની કાળી મોંઘવારીમાં આ પુસ્તક પ્રકાશનમાં ભાવનગરના ના. મહારાજા સાહેબની છત્રછાયા નીચે ચાલતી ગ્રંથોત્તેજક સમિતિની મને સુંદર સહાય મળી છે. આ માટે એ નામદારનો હું ખૂબ જ અહેશાન માનું છું.

શિક્ષણમાં પછાત ગણાતી મારી કોમે પણ મને જે હાર્દીક સહાય કરી છે તેને તો હું અમુલખ ગણું છું.

ઝાલાવાડ બા. સા. રાજપુત સમાજે અને યુવક મંડળે તેના બાળકના આ સાહસને પોતાનું જ ગૌરવ સમજી લઈ ઉપકૃત કર્યો છે. તે બદલ સમસ્ત જ્ઞાતિનો હું આભાર માનું છું.

મારા જીવનને નિઃસ્વાર્થ ભાવે સદાય સ્નેહ સરવાણીએ લીલું જ રાખનાર મારા મિત્રો સ્નુ. રતિભાઇ, પ્રિય ભીખુ, વજુ ને વજુનો તો મારે શું ઉપકાર જ માનવાનો હોય ! એમની સ્નેહ સરવાણીઓ તો સદાય વહેતી જ રહેવાની છે.

# નિવેદન

આજે જગતને જાદવાસ્થળીએ ઝોલે ચડાવ્યું છે. માનવીને જીવન જીવવું પણ મુશ્કેલ અને તેવી જીવનની જરૂરિયાતની ચીજોના ભાવો પૂરતો પાક છતાં ફૂદકે ને ભૂસકે ગત સો વર્ષના કાળમાં પણ કોઇએ સુણ્યા નહિ હોય તેવા વધ્યે જાય છે. તેમાં ય છાપકામના સાધનો કાગળ, સ્ટ્રોબોર્ડ, શાહી વગેરેમાં ઉછાળો આવ્યો છે. એવા સંજોગોમાં મારા જેવો, નિષ્કિંચન માનવી આ સાહસ કેમ કરી શક્યો?

પ્રશ્ન સ્વાભાવિક છે. પણ એ સાહસ માટે પહેલી હિંમત મને મળી ના. માહારાજા સાહેબ-ભાવનગરની છાત્રાલયો, નીચે ચાલતી ગ્રંથોત્તેજક સમિતિની ને બીજું પ્રોત્સાહન મળ્યું કાઠિયાવાડ લી. તરફથી. જેમણે આ પુસ્તકનું છાપકામ કરી આપવાનું હાથ ધર્યું.

પુસ્તક છપાવું શરૂ કર્યું. ત્યાં તો સદાય મારા તરફ સ્નેહ રાખતા મારા સંબંધીઓ શ્રી. નવયુગ પુસ્તક ભંડાર રાજકોટવાળા શ્રી. જમનાદાસ દોશી, શ્રી. નવચેન સાહિત્ય મંદિર અમદાવાદવાળા શ્રી. પુરુષોત્તમદાસ પારેખ, શ્રી. ગુર્જર સાહિત્ય ભંડાર લાઠીવાળા શ્રી. ધૈર્યચંદ્ર બુદ્ધ વગેરેનું પ્રોત્સાહન મળ્યું.

પણ હું તો નોકરીઆત. સતત કામમાં રહેતો. વેચાણ ક્યાં ને કેમ કરવા જઇશ એ ચિંતા ઊભી હતી. ત્યાં તો શ્રી. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય—અમદાવાદવાળા મુ. શ્રી. શંભુભાઇ ને ગોવીંદ-ભાઇનો પ્રેમાળ પત્ર મળ્યો. તેમણે પુસ્તકની સોલ એજન્સી જ રાખી લીધી. આમ ચિંતાનો ભાર ઓછો થતાં હું હળવો ફૂલ બની ગયો.

ગુજરાત સમક્ષ આ પહેલા મારા ટૂંકી નવલીકાઓના ત્રણ સંગ્રહો 'પીડિતોની કથાઓ' 'સમાજની ભીતરમાં' ને 'આશા' મૂકાયા છે. ઇશ્વરની દયાથી ને સર્વના સદ્‌ભાવથી એ સારી રીતે સત્કારાયા છે.



જીવનમાં સાધનસંપનો રૂપિયે ને પૈસે રમે છે, કંગાળો કાંકરા ને પાંચીકુંકા વીણી રમે છે. રમતની મોજ તો બન્ને સરખી જ

માણે છે પણ રૂપિયે રમનારને હારવા—જીતવા જેટલી ઉપાધી રહે છે ને એટલી એની મોજમાં ઉણપ રહે છે. જ્યારે કાંકરા ને પાંચી કુંકાનો તો અખંડ નીધિ કુદરતે અર્પો છે, એટલે એથી રામનારને ખજાને ખોટ નથી હોતી—એ ચિંતાથી એ મુક્ત હોય છે—એટલો એ વિશેષ આનંદ મેળવે છે.

આ વાર્તા સંગ્રહ ને અગાઉના સંગ્રહો માહેલી વાર્તાઓ મેં મારા શ્રમજીવી જીવનમાંથી જે થોડી પળો મને આનંદ માટે મળતી તે પળો દરમિયાન રમવા માટે વીણેલા પાંચીકુંકા જેવી છે. છતાં એ પાંચીકુંકામાંથી ય ઘણાએ પાણી જોયું. સત્કાર્યા ને એ સત્કારની હુંફે આજે આ સંગ્રહ સાહિત્ય સાગરે તરતો મૂકું છું.

વાર્તાઓ માટે કાંઇ કહેવાનું નથી. ને નજ કહેવું જોઇએ એમ હું માનું છું. છતાં થોડોક ખુલાસો કરૂં.

એક મિત્રના કહેવા પરથી કદાચ એમ લાગે કે મારી વાર્તા-ઓમાં શહેરી જીવન પર સૂગ ને ગ્રામજીવન પર પક્ષપાત રહેલો છે. પણ આ બરાબર નથી.

સૂગ કે પક્ષપાતનો સવાલ જ નથી. પણ હું માનું છું કે આપત્તિકાળે માનો ખોળો જ માનવી માટે આશ્રયસ્થાન છે. ત્યાં જ માનવી મુક્ત શ્વાસ લઇ સાતા પામી શકે છે.

હિંદનો એંશી ટકા વર્ગ ગ્રામવાસીનો જ છે. આજે અડેડાટ થઇ પડેલ શહેરોમાં મોટો ભાગ ગ્રામ નિવાસીઓનો જ હોય છે. જ્યારે દેશમાં અંધાધુંધી પ્રવર્તે છે ત્યારે દુશ્મનોના ને તોફાનીઓના ભયસ્થાનો મોટા શહેરો જ બને છે. ત્યાં જ સંપતિને વિધવિધ પ્રલો-ભનો ભરાયા છે. તોફાનીઓની તરવારો ઊછળે, દુશ્મનના બોમ્બરો ગાજે ત્યારે માનવીને શું યાદ આવે છે? મા—ભૂમિ, વહાલું વતન! કારણુ કે ત્યાં ભલે કંગાલિયત હશે, શહેરી સગવડ નહિ હોય પણ ધમાલથી થાકેલ જીવન માટેની શાંતિ તો જરુર હશે જ. ને તેનો અનુભવ આજે કેટલાને નથી થયો?

ઊંટ જેવા પશુ માટે પણ કહેવત છે કે 'મરવા સૂવે ત્યારે ઊંટ માળવા તરફ મુખ રાખે.'

ત્યારે માનવીની મા–ભોમની ઝંખના માટે કહેવાનું જ શું હોય ! ને એ મા–ભોમ મોટા ભાગની ગામડું જ હોય છે. શહેરની ભવ્ય મહેલાતોની રોશની વચ્ચે પણ તમારા ગામડાંનાં નાનાશા માળા જેવા ઘરની ઝીણી દીવડીની યાદ તમે વિસરો છો ? દિલ પર હાથ મૂકી આ પ્રશ્ન કરી જોજો ને ?

એટલે આમાં કોઇ સૂગ કે પક્ષપાતને સ્થાન જ નથી. માનવ જીવનની સત્યાકાંક્ષાનું સામાન્ય પ્રતિબિંબ છે.

આ વાર્તાઓ વગડામાં ને સીમોમાં આપમેળે ઊગતા ને કરમાતાં આવળ, આકડા ને ધતુરાનાં ફૂલો કે જે આપમેળે ઊગે ને કરમાય છતાં સુગંધ કરતાં સમાજને ઉપયોગી બને તેવા માનવજીવનને લક્ષમાં રાખી લખાઇ છે. આથી વિશેષ કાંઇ કહેવાનું નથી.

અંતે સર્વ સ્નેહિઓનો કાયમી સદ્‌ભાવ ચાહી વિરમું છું.

શરદ પૂર્ણિમા
તા. ૨૪–૧૦–૪૨

મકનજી પરમાર

---

## ક્યે પાને—

# ડૉ. સ્કૉટ

રામપુરની ગરાસિયા કૉલેજનાં પ્રીન્સીપાલ મી. એન્ડરસન સાહેબની સલામે રોજ સવારમાં ખીલતા ગુલાબ જેવું નમણું મુખ, માથે નાના વાંકડિયા વાળ અને હાથમાં નાનકડી સાવરણી લઇ એક આઠેક વર્ષનો બાળક કરમાતા પુષ્પ જેવા એક અકાળે વૃદ્ધ થઇ ગયેલા આદમી સાથે આવતો. ગોળ નમણા નાનકડા મોઢામાં નાનકડું બીડીનું ઠુંઠુ સળગતું રાખી તે સાહેબને સલામ કરતો. એ છોકરાની તેજસ્વી ખીલતા પુષ્પ જેવી મુખમુદ્રા સાહેબનું ને મેમનું હંમેશાં ધ્યાન ખેંચતી.

એક સવારે સાહેબ ને મેમ બહાર બેસી સવારની ચા લઇ રહ્યા હતા; ત્યાં રોજના ક્રમ મુજબ બાળક આવ્યો અને સલામ ભરી ઊભો રહ્યો. તેનો બાપ માલો હમાલ પાછળનો વરંડો સાફ કરવા માટે જવા લાગ્યો. સાહેબે તેને રોકયો અને ભાંગીતૂટી હિન્દીમાં પૂછ્યું:

૧

'ક્યું માલા, યે સવેકું તુમ પઢાતે હો ?'

'ના સા'બ અમ જેવા કંગાળને તે વળી ભણવાનું કેવું ? એ તો એમ ને એમ જીંદગી પૂરી કરશે.'

'ચેસા ! તો તુમ ઇસ્કું કયું ન પઢાતે હો ?'

'અરે સા'બ, મેં ભી ન ભણા, મેરા બાપ ભી ન ભણા. ખાને કા ઠેકાણા નઈ વાં ઇસ્કુલ મેં કયું કર પઢા શકે ?'

'અચ્છા, તો યે લડકેકું મેં પઢાવુંગા. પરન્તુ હમ હમારા દેશમેં જાતા હે. તુમ ઇસ્કુ મેરી સાથ ભેજોગે ?'

'અરે સા'બ અત્યારે જ લઇ જાવ ને ?'

કંગાલિયત પોતાનાં લોહીનો પણ મોહ મૂકાવી દે છે !

એન્ડરસન સાહેબ પોતાનો ચાર્જ મી. સ્મીથને સોંપી વિલાયત ઉપડયા. સાથે નાનકડો સવો તૈયાર થઇ ચાલ્યો. તે વખતે માલે તેને કહ્યું.

'બેટા તારી માનું મોત ન ભૂલ....' બોલતા માલાની આંખો ભીની થઇ. એને દીકરાનો વિજોગ પણ અકળાવતો હતો.

'બાપુ, હું નઇ ભૂલું. એ સારૂ જ જાઉં છું.' દીકરો ઊંચે આકાશ સામે જોઇ રહ્યો ને પ્રતિજ્ઞા લેતો હોય તેમ બબડયો 'પ્રભુ, મને મારી માના મૃત્યુનું વેર લેવા બળ આપ.'



દાક્તર સ્કૉટ તો વિલાયત પાસ થઇ આવ્યા છે, છતાં બહુ ભલા ! દર્દીઓ સાથે વાત કરે છે ત્યારે તો જાણે મોઢામાંથી ફૂલ ઝરે છે. રામપુરમાં આવા દાક્તર કોઈ વખત નહોતા આવ્યા.

પણ તેમને એક બહુ ખરાબ ટેવ છે. ભંગી વણકર જેવા નીચ વરણને ય તેઓ અંદર બોલાવીને તપાસે છે. કરમચંદ શેઠ તો

સા'બને મોઢામોઢ કહ્યું, પણ તેમણે એ મોટા લખપતિને ય ચોખ્ખું સંભળાવી દીધું કે 'જેની ઇચ્છા હોય તે દવા લેવા આવે, બાકી પ્રભુનાં સર્વે બાળકો સરખાં છે. ઊંચ નીચ એ તો માનવીના પાડેલા ભેદ છે. અમારે દાક્તરોને તો સર્વ સરખા !'

'બળ્યું ત્યારે એ તો ભ્રષ્ટવાડો કહેવાય. દેવ જેવા દાક્તરમાં આ તો મોટો અવગુણ કે'વાય.'

'પણ એ તો ખ્રિસ્તી લોક. પવિતર માણહ. ઢેઢને અડીને તેમને અડીએ તો તો આભડછેટ પણ ઊડી જાય !'

'એ....મ ! તારે તો આપણા મા'રાજ કરતાં પણ તે તો મોટા કે'વાય.'

'હા, પણ ધરમ ધરમમાં ફેર ને ? આપણા હિન્દુ ધરમના મા'રાજથી એવું ન થાય.'

'કેમ ન થાય ? શું ઊંચા વરણને ઘડવાવાળો અને નીચા વરણને ઘડવાવાળો પરભુ જુદો જુદો હશે ?'

'એ તો બા આપણને ખબર નથી. આપણા ધરમના મા'રાજો એવું કહે છે, કે નીચઊંચનો ભેદ જાય તો તો ધરમ રસાતાળ જાય.'

'તારે તો મા'રાજ કે એ સાચું બેન. ઊંડા પાણીમાં ઊતરી તો વળી આટલો છે એ ય ધરમ ખોઈ બેસી. ખરું ને બેન ?'



રામપુરમાં ડૉ. સ્કૉટને આવ્યાં હજી છ જ મહિના થયા હતા, ત્યાં તો ચોરે ને ચૌટે, બૈરાંઓમાં ને પુરુષોમાં દાક્તરની સુવાસની વાતો થયા કરતી, પણ નીચ વરણને ય સવર્ણ હિન્દુઓ માફક જ દાક્તરખાનામાં બેસારી દવાઓ આપે એ વાત ધર્મ-ઘેલડાઓને–શ્રીમંતોને રૂચતી ન હતી. દાક્તર સાહેબ આમ ભલા

હતા, પણ એ વાત માટે કોઇ કહેવા આવે ત્યારે તેઓ ભલભલાને પણ સીધો જવાબ આપી દેતા. એટલે કોઇ કહેતું નહિ.

કરમચંદ શેઠનો એકનો એક દીકરો નવલ છ મહિનાથી એક અમુંઢિયા ગુમડાંથી પીડાતો હતો. તેને એમને એમ બેસારી દેવા ઘણી દવાઓ કરી પણ કાંઇ કારી ન ફાવી. ઓપરેશન કરાવવાનો પણ પ્રયત્ન કર્યો હતો. દરેક ડૉકટરે 'ઓપરેશનમાં જોખમ છે, કહો તો કરીએ' એમ સ્પષ્ટ કહેલ હતું. તેઓ મુંઝાઈ ગયા હતા.

તેમાં ડૉ. સ્કૉટ આવ્યા. તેમણે પૂર્ણ સફળતાથી ઓપરેશન કર્યું. નવલ સાજો થયો. ડૉક્ટરના માનમાં કરમચંદ શેઠે એક મોટું ખાણું ગોઠવ્યું. ગામના પ્રતિષ્ઠિત માણસોને આમંત્રણો આપ્યાં. ખુબ જ ધામધૂમથી ડૉકટર સાહેબને લઇ જવામાં આવ્યા. ખાણું પૂરું થયું. બધાય અંદરના ચોકમાં બેઠા એટલે કરમચંદ શેઠ ડૉક્ટરનો આભાર માનવા ઊભા થયાઃ

'અમારા ગામના સદ્‌ભાગ્ય છે કે આપ જેવા દાક્તર અમે મેળવી શકયા છીએ. ગામની આપ જે સેવા કરી રહ્યા છો એવી સદાય કરતા રહો એમ ઇચ્છું છું.' એટલું કહી ધરમચંદ શેઠ બેઠા. અને સોમશંકર શુકલ ઊભા થયાઃ

'સાહેબ, આપ વિદ્વાન છો, સમર્થ છો, વિલાયતના વાતાવરણમાં રહી આવ્યા છો, ખ્રિસ્તી છો, એટલે આપને હિન્દુ ધર્મની ઊંચનીચની કદાચ ઓછી જાણ હોય. મારે આપને ગામવતી એક જ વિનતિ કરવાની છે કે અમારા જેવા શુદ્ધ બ્રાહ્મણો, શેઠ જેવા શ્રીમંત વૈષ્ણવોનું દિલ એક જ વાતથી દુભાઇ રહ્યું છે. આપ તે દુઃખ ટાળો એમ ઇચ્છીએ છીએ.'

'વો કયા દુઃખ ?' ડૉકટરે પ્રશ્ન કર્યો.

'સાહેબ, નીચ અને હલકી જાતને પણ આપ દવાખાનામાં ને તેય બાંકડે ને ઘણી વખત ખુરસીએ બેસારો એ ઠીક ન કહેવાય.'

'ક્યા...? વો માણુસ લોક નહિ?'

'સાહેબ, પણ તેઓના ધંધા જુદા ને?'

'એ...મ! તે લોકો કેવા ધંધા કરે છે?' સાહેબે હવે ગુજરાતીમાં જ બોલવું શરૂ કર્યું.

'કોળી ચોરી કરે, વાઘરી માછલા મારે, શિકાર કરે, ઢેઢ મરેલ માટી ખાય, ભંગી વિષ્ઠા ચૂંથે. કહો સા'બ એ...'

'અને વાણિયા-ઊંચ વરણ તો તેમને ય ખાય! બ્રાહ્મણ ધર્મના નામે ખૂનો પણ કરાવે! છતાં ઊંચ વરણ–પવિત્ર...!!'

'સાહેબ, એ તો કરમ–ધરમની વાત છે. અમારા હિન્દુ શાસ્ત્રમાં લખ્યું છે કે શુદ્રોએ સેવા જ કરવી જોઇએ અને—'

'અને સવર્ણોએ તેમની પાસે સેવા જ કરાવ્યે રાખવી જોઇએ દાબમાં રાખવા જોઇએ.' ડૉકટરે વાકયની પૂર્તિ કરી.

'હં....હવે સાહેબ કાંઇક સમજ્યા ખરા.'

'સોમશંકર, હું તો સમજ્યો જ છું. પણ તમે નથી સમજ્યા. સેવા બજાવનાર એ સાચા સમાજસેવકો છે. જે ધરમ એવું ન શીખવાડતો હોય તે ધર્મ નથી, પણ ભયંકર પાખંડ છે. તમારે યાદ રાખવું જોઇએ કે તેમને પણ તમારાં જેવું દિલ છે, તેમને પણ લાગણીઓ છે. એ બધાયને કચડવાનું કહેનાર ધર્મધુરંધરો ઠગારા છે, નહિતર તેઓ આત્મવંચના કરે છે.'

ડૉ. સ્કૉટ ઘડીભર સોમશંકર સામે તાકી રહ્યા. ને બોલ્યા,

'સોમશંકર અને ભેગા મળેલા ગૃહસ્થો, મારે તમને થોડુંક

કહેવાનું છે. વીશ વર્ષ પહેલાં આજ ગામમાં માલો વણકર રહેતો. યાદ આવે છે તેના ઉપર તમે શું અત્યાચાર કરેલ હતો ? તે વખતે એ ભરજુવાનીમાં. કડવી, માલાની વહુનું પણ ફાટ ફાટ યૌવન. એ યૌવનની ઝાળ હેઠ તમારા ગામનાં ધર્મસ્થાનના રક્ષક મહારાજની આંખે જતી અડી. અજાણ કડવી એક વખત પરોઢીએ નદીએ નહાવા ગયેલ, પેલા ધર્મરક્ષક પણ ત્યાં જ. કડવી આની મેલી નજરથી અજ્ઞાત હતી. ત્યાં જરા ધમાધમી જામી ગઇ. કડવીના એ જૂતા ખાઇ મારાજ મંદિરે આવ્યા. પછી ત્રીજે દિવસે જ કડવીનું શું થયું જાણો છો ?'

ડૉક્ટરે સૌને સજ્જડ બનાવી દે એવું વીશ વર્ષ પહેલાનું એક પ્રકરણ શુદ્ધ ગુજરાતીમાં ઉઘાડયું.

'પણ સાહેબ, આપ તો અહીં પહેલવહેલા જ આવો છો. આપને રામપુરની આવી ઝીણી ઝીણી વાતો કોણે કરી ?'

'આ ઝીણી વાત ! એક માનવીને કૂતરાના મોતે રીબાવી રીબાવીને મારો એ ઝીણીવાત ? તમારી જ વહુનું હમણાં કોઇ કાંડું ઝાલે તો પણ ગામમાં કેમ હાહાકાર બોલી જાય છે ? જયારે તમે એક કંગાલની બૈરીને ધર્મના નામે અરે, એક વિષયાંધના ચડાવ્યાથી ફક્ત સામાન્ય મરેલ માંસના સૂંડલા સહિત અડવાના દોષને લઇ કેવી મારી, કેવો હાહાકાર બોલાવ્યો....' ડૉ. સ્કૉટ આંખે હાથ દઇ ઘડી ઊભા રહ્યા.

'મને કોઇએ આ નથી કીધું. હું બધું જાણું છું. માલા સાથે તે વખતે ફરઅરનાર માલાનો આઠ વર્ષનો દિકરો હું સવો ?'

'હેં... !'

'જો હું સવો જ રહ્યો હોત તો, તમે મને દંડા મારતા હોત, મારા પિતાનો આદેશ હતો, મારી પ્રતિજ્ઞા હતી. શેની ? આનું વૈર

લેવાની ! એ વૈરને સદાય દિલમાં ઘૂંટતો ઘૂંટતો યુરોપમાં હું આટલું ભણ્યો છું. પણ...આજે હું તમારા ગામનો દાક્તર છું. તમારી જીવનદોરીનો સૂત્રધાર છું. ધારું તો વૈરનો બદલો લઈ શકું તેમ છું. કરમચંદ શેઠ તમે ય જીવો છો, પેલો ધર્મરક્ષક મહારાજ પણ હયાત છે. ગામ મોજૂદ છે. પણ.......હું ખ્રિસ્તી ભલે થયો, છતાં જન્મે હિન્દુ છું. પાછો ડૉકટર થયો છું. મારી સેવાની ફરજ—મારા હાથ બાંધી રાખે છે, ને પાછો હું હિન્દુ હૃદય ધરાવું છું. સાચો હિન્દુ અન્યાયી નથી બનતો, સાચો હિન્દુ અપકાર ઉપર પણ ઉપકાર કરે છે. સાચો હિન્દુ તો પોતાના જેવા માનવબાળને છાતીએ લગાવી માનવધર્મ સાર્થક કરે છે. હિંદુ ધર્મ સાંકડો નથી, એ ધર્મ સાંકડો હોત તો એણે એનું અસ્તિત્વ ગુમાવી દીધું હોત. એ તો મહાન ધર્મ છે, ફક્ત તમારાં દિલ સાંકડા થયા છે. તમારી આંખે સ્વાર્થનાં પડળો બંધાયા છે. બીજાના ભોગે તમારે સુખ—ને સેવા જોઈએ છે પણ હવે એ ભાવના કાઢી નાખો, સુવાંગપણું કાઢી નાખો, અમને પરધર્મમાં જતાં દિલમાં કેવું અને કેટલું દર્દ થતું હશે એ તમે કેમ સમજી શકો ? અમારાં દર્દ અમે જ જાણીએ.' ડૉકટર ઘડીભર થોભ્યા બધા સામે મીટ માંડતા બોલ્યા,

'હૃદય વૈર વૈર હજુ પોકારે છે, પણ હિંદુ ધર્મ જેટલી જ પવિત્ર ડૉકટરી ફરજ...ના ના હું નહિ ચુકું....'

ડૉકટર આંખે હાથ દઈ બેસી ગયા. યુવાનોનાં હૃદય હલી ઊઠયાં. બુઢ્ઢાઓ આ ભ્રષ્ટાચાર ઉપર બળાપો કરવા લાગ્યા: 'અર...ર આ તો ઓલો સવલો ? હં...પણ હવે તો તે ખ્રિસ્તી સા'બ થયો એટલે વાંધો નહિ. તે નીચ વરણોની બહુ સારવાર કેમ કરે છે તે હવે સમજાયું.'

'અરે, પંચોળી મને તો પહેલેથી જ લાગતું હતું કે આમાં કાંઈક દાળમાં કાળું છે !'

ડૉક્ટર અને બીજા વિખરાયા એટલે કરમચંદ શેઠે આખો બંગલો ધોવરાવી ગૌમૂતર છંટાવ્યું. આ જોઈ નવલોહ્યો નવલ હા...હા... હા...કરતા હસી ઊઠ્યો :

કરમચંદ શેઠ પુત્રના હાસ્યથી ચમકી બોલ્યા.

'કેમ નવલ, કેમ હસ્યો ?'

'બાપુ, બંગલાની જ શુદ્ધિ કરશો કે દિલની શુદ્ધિનો વારો કોઈ વખત આવશે ?'

'હા ભાઈ, એ તો ખાતરી જ છે. અમારું પંડય છે ત્યાં સુધી જ ધરમ છે....હરિ કૃષ્ણ....હરિ કૃષ્ણ.'

દૂર ચાલ્યા જતા સોમશંકર શુકલ પણ બબડતા જતા હતા કે 'હવે તો હળાહળ કળજગ આવ્યો....શિવ...શિવ...શિવ.'

# રામચરણ

અહોહો ! ક્યાં સુધી પાછળ આવતી'તી
વતનની પ્રીતડી મીઠાં સ્વરે સમજાવતી'તી

—શ્રી મેઘાણી

અમદાવાદમાં તમે ભદ્ર પાસે થઈ એલીસબ્રીજ તરફ જવાના રસ્તે વળો ત્યારે એ બાજુ આવેલ એક મદ્રાસી હોટેલ તરફ અત્યાર સુધી તમારું ધ્યાન ન ખેંચાયું હોય તો આ વાંચ્યા પછી ખેંચાશે જ.

તે હોટેલમાંથી સારો દિવસ અને રાતના બાર સુધી એક જ કંઠમાંથી નીકળતું સંગીત તમે કોઈ વખત સાંભળેલ છે ?

એ સંગીતમાં લીલી વનરાઇ, કલરવ કરતાં ઝરાં, નાની સુંદર ટેકરીઓ ને હરિયાળાં ખેતરો મોટા ને નાના તળાવો, છોળો ઉડાડતો સાગર ને છેલ્લે એવી ભોમકામાં વસતા માનવીઓજ આવતા. એ માનવી-

કરનાર બકુલ આ સાંભળી રહી. તે આ યુવાનનું સંગીત સાંભળવા જ કૉલેજમાં જતાં પહેલાં અને વળતી વખત એમ બે મુલાકાત તો હોટેલની લેતી જ.

બકુલ શ્રીમંત તનયા હતી. મિલ માલેક બક્ોરભાઇની એ પુત્રી જુનીયર બી. એ.માં અભ્યાસ કરતી હતી. રાષ્ટ્રીય ચળવળમાં એનો અગ્રણ્ય ભાગ રહેતો, આદર્શ અને ભાવના સેવી એ જુવતી રામ-ચરણના હિંદી ગાયનો ને તેમાંથી ઊઠતા ભાવોની ભકત બની હતી.

'રામચરણ, તને પૈસા મળે તો ?'

'ઓ હો....હો...હો બહેન, મને પૈસા મળશે ! મારી જન્મ-ભૂમિના દર્શન થશે ?'

'જરૂર...!'

'તમે સગવડ કરશો ?'

'હા.'

'વાહ, વાહ. તો તો મારા બહેન, હું તમારો જીવનભરનો ઋણી બનીશ.'

'ઠીક ત્યારે. હું તને કાલે ચોક્કસ કહીશ.'

કહી બકુલ ઊઠી. તેને આ યુવાનની વતનપરસ્તી માટે ખૂબ માન ઉપજ્યું. તેની સોસાયટી શ્રીમંત હતી, તેના પિતા પણ સાધન સંપન્ન હતા. એને ખાત્રી હતી કે આટલી સગવડ એ જરૂર કરી શકશે જ.

બકુલે ઘેર જઇ તેના પિતાને રામચરણ બાબત વાત કરી. તેના પિતા પણ એ સાંભળી દ્રવી ગયા. તેમની સોસાયટીમાં પણ આ વાત પ્રસરી. બધાએ એક વખત રામચરણના ગાયન સાંભળવાનો નિશ્ચય કર્યો. બકુલે એને બોલાવી લાવવાનું બીડું ઝડપ્યું.

'અજબ ! કમાલ ! વાહ તારો કંઠ !' સાંભળનારાઓએ આશ્ચર્યના ઉદ્‌ગાર કાઢ્યા. સ્વયંભુ પ્રેરણાથી હૃદયમાંથી નિકળતી શબ્દ સરવેણીએ બધાને મુગ્ધ બનાવી દીધા. રામચરણ ખરેખર ખીલ્યો હતો.

'એલા, તું કોઇ સંગીતશાળામાં જા તો આબાદ સંગીત-વિશારદ બની જા. આવી કંઠની સિદ્ધિ કપ ધોવામાં વેડફાય કે ?'

'બીજું શું થાય મહેરબાનો, સંગીત શાળામાં જવા માટે ય પૈસા જોઈએ, લાગવગ જોઇએ. હું એ બધાથી વંચિત અનાથ બાળક છું.'

'તને એ માટે સગવડ કરી આપીએ.' બકોરભાઇએ ખરા દિલથી સહાનુભૂતિ બતાવી.

'આપની કૃપા સાહેબ પણ મારે પહેલાં તો મારી જન્મભૂમિમાં જવું છે.'

'હા. હા. બાપુ પહેલાં એને એ માટે સગવડ કરી આપીએ. પછી બીજી વાત.'

'ભલે, ભલે, એની એ આકાંક્ષા પૂર્ણ કરીએ.' કહી બોલનાર શ્રીમંતે પાંચ રૂપિયા પહેલાં નોંધ્યા. પછી તો એક પછી એક રકમ મંડાતી જ ગઈ. એ સોસાયટીમાં જ લગભગ દોઢસો રૂપિયા તો થઈ ગયા. એના માટે આટલી રકમ પૂરતી હતી.

એ રૂપિયા એના હાથમાં મૂકયા ત્યારે એ આભાર પોકારતો હર્ષથી નાચી ઊઠયો.

'હવે-હવે હું મારી જનમભોમમાં જઇશ. ત્યાં હું વહેતા ઝરામાં નહાઇશ. મોટા મોટા ઝાડો ઉપર ચડીશ. લીલા હરીઆળા ખેતરો ખુંદીશ, ડુંગરા ચડીશ ને ઊતરીશ. કેવી મજા આવશે ?'

'બહુ બહુ, દોસ્ત કર લહેર !' કહેતાં બધાએ તેનો વાંસો થાબડયો ને વિખરાયા. રામચરણ દોઢસો રૂપિયા લઇ ગયો રઘુવીર-પ્રસાદ પાસે. રઘુવીરે એને એ રૂપિયા સહિત બહાર ન જવા કહ્યું. 'જો તું જઇશ તો હારી જઇશ. માટે આજે આંહીં સૂઇ રહે.' કહી તેને ત્યાં સૂવાર્યો.



વહેલી સવારમાં બકુલ મોટરમાં મદ્રાસી હોટલે આવી. પણ હોટલ હજી બંધ હતી, એટલે એ રઘુવીરની દુકાને ગઇ. એ બન્ને એક જ જ્ઞાતિના ને સંબંધી છે એ તો બકુલ બરાબર જાણતી હતી.

રઘુવીરનું ઘર અને દુકાન સાથે જ હતા. સવારમાં વહેલાં ઊઠવાની ટેવવાળો રઘુવીર, બકુલ ગઇ ત્યારે દાતણ કરતો હતો.

'કેમ રઘુવીર, રામચરણ અહીં છે ?'

'હા બહેન, તેને આજે અહીં જ સૂવાડયો છે. તમે જાણો છો ને કે તેને ગંજીપાનો શોખ છે.'

'એ તમે ઠીક કર્યું. તેની ગાડી તો સવારે સાતે જાય છે ખરું ને ? ત્યારે જગાડોને હવે ?'

'ચાલો આપ પણ આવો ને ?' કહી રઘુવીર તથા બકુલ જ્યાં રામચરણ સૂતેલ ત્યાં ગયા. રઘુવીરે એક બે સાદ પાડયા પણ રામ-ચરણ ન જાગ્યો. બન્ને પથારી નજીક ગયા. રઘુવીરે આડા પડેલ રામચરણનો હાથ પકડયો. પકડતાં જ રામચરણ ઝબકીને જાગી ઊઠયો. તે ફાટેલ ડોળે બકુલ તથા રઘુવીર સામે તાકી રહ્યો. તેની આંખોનાં તેજ સામાન્ય માનવી કરતાં બકુલ તથા રઘુવીરને જુદા જ દેખાયા. તેમા ગાંડપણની છાંટ છંટાઇ ગઇ હોય તેમ લાગ્યું.

'હું...હું ક્યાં છું ? અરે...અરે કપડાં સહિત હું ઝરામાં પડયો

હતો ! હા....હા....હા કેવી મજા ! બકુલ બહેને વતનમાં મને ન મોકલ્યો હોત તો હું....હું આવી મજા કયારે લૂટી શકત...'

'અરે, રામચરણ તું આ શું લવે છે !'

'કોણ...કોણ બકુલ બહેન, તમે...તમે ય મારા વતનમાં આવ્યા છો ? જુઓ જુઓ આ ધરતી, આ વડલો આ...આ સામે દેખાતી ટેકરી. ત્યાં ફરશું, વડલે ચડશું અને અને...'

'અરે, પણ તું તો હજી અમદાવાદમાં જ છું, ભલાભાઈ, તારે તો હજી આજે સવારની ગાડીમાં જવાનું છે.'

'હ...હા...હા ત્યારે મેં જોયું એ બધું ખોટું ?'

'સ્વપ્નું આવ્યું હશે.'

'સાચું સાચું, ત્યારે હવે હાલો ઝટ કરો. ગાડીમાં જઈએ.'

'ચાલ ચાલ તૈયાર થઈ જા. ભલા ભાઈ, આમ ગાંડા કહાય કે ?' કહી બકુલે લાગણીથી રામચરણના વાંસે હાથ ફેરવ્યો.

'બહેન, તમે મેં રાતે લખેલ કવિતા જોઈ ?'

'ના. ના. લાવ જોઉં' બકુલે તેને ખુશ કરવા કહ્યું. આ સાંભળી રામચરણે એક કાગળની ચપતરી બકુલના હાથમાં મૂકી. અશ્રુ બિન્દુઓથી લગભગ પલળી ગયેલ એ ચપતરીમાં 'આવું છું...મા મારા દર્શને...બહુ તલસાવ્યો ...હવે હવે...' આ પછી બધું ધોવાઈ ગયું હતું.

આ લખતા લખતા જ એ ઢળી પડી સ્વપ્નસ્થ બન્યો હોવો જોઈએ એમ બકુલને લાગ્યું.

'બહેન, કવિતા કેવી છે ? એમાં મારી ભોમકાનું એવું...એવું...'

'ચાલ એ પછી. હવે તું તૈયાર થા.' પાછી એની લાગણી વધારે વિશાળ સ્વરૂપ ન ધરે એટલા ખાતર બકુલે તેને અટકાવી દીધો.

'ભાઇ રામચરણ, આવજે હં ! ને તારા વતના કાંઇક સંભારણાં લેતો આવજે.'

રામચરણને ટ્રેઇનમાં બેસારતાં બકુલે ગળગળા સાદે કહ્યું.

'હા...હા...હું, તો ત્યાં ખૂબ કૂદીશ, ખૂબ નહાઇશ. ખૂબ ડુંગરા ખૂંદીશ અને...અને પછી મારી એ મા ભૂમિના ખોળે જ સૂઇશ. બા, બહેન હવે...હવે હું એવું વતન છોડી આ શહેરની ગંદી ગલીઓ ખૂંદવા નહિ આવું.'

રામચરણના કંઠમાંથી પણ હવે ચિત્તભ્રમના ધ્વનિ ઊઠતાં હતાં. ઘડીભર બકુલ અને રઘુવીરને લાગ્યું કે તેને એકલો ન જવા દેવો ને ઉતારી લેવો. પણ હવે એ વાત બને તેમ ન હતી. ગાડી ઉપડવાની તૈયારી હતી, અને રામચરણ કોઇ વાતે ઊતરે તેમ પણ ન હતું. તેમણે ડબ્બામાં બેઠેલ બે ચાર સમજુ સજ્જનોને તેનું ધ્યાન રાખવા કહ્યું. ગાડી ઉપડી, રામચરણ હર્ષથી પોકારી ઊઠયો. 'બકુ બહેન, હું તમારો ઉપકાર નહિ ભૂલું. મને...મા ભૂમિમાં મોકલ્યો !'

બકુલ અને રઘુવીર હજારો આત્માઓની હામી બનેલ એ આગગાડીને જતી જોઇ રહ્યા, ને પાછા વળ્યા. એ જ વખતે રઘુવીર બોલી ઊઠયો.

'આહા...હા. કેવું વિચિત્ર !'

'વિચિત્ર ! કેમ ?' બકુલે રઘુવીરને પ્રશ્ન કર્યો.

'બહેન, લોહીનો ગુણ અજબ છે. રામચરણની બે પેઢીને હું બરાબર જાણું છું. એના પિતા અહીં જ રહેતા. એનો જન્મ અહીં જ થયો છે. એણે નથી જોયો સંયુકત પ્રાંત કે નથી જોઇ એની સુંદરતા. પણ એની માતાના લોહી સંસ્કારે એનામાં આ સ્મૃતિ આણી હશે. અને એ સ્મૃતિથી એ ખરેખર દિવાનો બની ગયો છે.

એ પ્રેરણાએ એ એના ગાનોમાં મસ્ત રહેવા લાગ્યો. એ ગાનો પણ એ જ બનાવતો. તેની એ મસ્તીએ એને કવિત્વ પણ બક્ષ્યું. ખરેખર માનવીના વંશજોમાં પણ વતનથી દૂર હોવા છતાં વતન સંસ્કાર તો પડે જ છે. એ આથી સિદ્ધ નથી થતું ?'

'જરૂર. રઘુવીર, ત્યારે રામચરણ શું ખરેખર એની મા ભૂમિના કલ્પિત કિલ્લાઓમાં જ ભમતો હતો ? અજબ !'

'હા. બહેન.'

'અર...ર...ર ત્યારે એ બિચારો ત્યાં જઇ કોને ત્યાં ઊતરશે ? શું કરશે ?' બકુલે લાગણીથી પ્રશ્નો કર્યા.

'પણ બહેન, તમને નહોતું લાગતું કે એક વખત તેને ત્યાં મોકલવાની જરૂર હતી ?'

'ચાલો, એ જરૂર તો હતી જ. પણ એનામાં હર્ષના અતિરેકે ગાંડપણ આણ્યું છે એ તમે જોઇ શકયા છો ને ?'

'બરાબર.'

'એ એને હેરાન નહિ કરે ?

'હેરાનેય કરે ને કદાચ સારૂં પણ થઇ જાય. બાકી આંહીં હોત તો તો એ જરૂર ગાંડો જ થઇ જાત અને રહેત.'

રઘુવીરની દુકાન આવતા બન્ને છૂટા પડયા. બન્નેના દિલમાં રામચરણ જ રમતો હતો.

# પુરૂષાર્થનો પરિપાક

'એલા જગુ...?'

'આવ્યો ભાઈ...!' કહેતો એક બાર વર્ષનો કીશોર હાથમાં ટેબલ સાફ કરવાનું કપડું લઈ દાખલ થયો.

'કેમ હજી આ ખડિયો ને હોલ્ડર સાફ નથી કર્યા?'

'ભાઇ, હમણાં જ કરી નાખું છું. ટેબલ હવે સાફ થઈ ગયાં છે.'

'મેં તને વહેલા આવી મારા આવતા પહેલાં બધું સાફ કરી નાખવાનું કેટલી વખત કહ્યું છે!'

'ભાઇ, પણ આજે ટાઢ કાંઇક વધારે હતી એટલે......'

'એટલે મોડું થયું એમને? હં...હં, પણ તને ટાઢ વાય છે ક્યાં? આ એકલો કોટ પહેરીને તો

ચાલ્યો આવ્યો છું. અંદર પહેરણ પહેર્યા વગર ઓફિસમાં આ રીતે ન આવવા મેં તને કેટલી વખત કહ્યું છે?'

'પણ ભા......ઈ...'

'એ કાંઇ નહિ ચાલે. આ ઓફિસમાં બોય તરીકે રહેવું હોય તો પૂરતા કપડાં પહેરવા પડશે. ચાલ આ ખડિયો હોલ્ડર સાફ કરી પહેરણ પહેરી આવ!'

'ભાઇ, પણ પહેરણ ક્યાંથી કાઢું. હું પગારે સીવ...'

'ચાલ, ચાલ, એ કાંઈ નહિ ચાલે. જો તો ખરો તું ટાઢે કેવો ધ્રુજે છે. આમાં કામ શું કરવાનો. ચાલ જલદી કર ને ઘેર જઇ પૂરતાં કપડાં પહેરી આવ.'

'સા'બ પણ...' જગુની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. એ ઘેર જઇને પણ શું કરવાનો હતો? ઘેર પણ પહેરણ તો હતું જ નહિ. એને ચંદ્રભાઇના કડક સ્વભાવની ખૂબ બીતી હતી. ક્યાંક નોકરી તૂટશે તો?

અને આ વિચારે એ થરથરી ગયો. એની સામે એની નાની બેન અને માંદી મા તરવરવા લાગ્યાં. આજે એની ઇચ્છા માતા માટે મોસંબી લઈ જવા સારૂ થોડાક પૈસા માગવાની હતી એમાં એ પૈસાને બદલે નોકરીમાં પણ આંચ આવે તેમ તેને લાગ્યું.

'ભાઇ, મનેય પહેરવું તો બહુ ગમે છે પણ હું શું કરૂં. આ ટૂંકા પગારમાં મારી પાસે એક પાઇ પણ નથી બચતી. તેમાં ય એક મહિનાથી મારી મા માંદી છે. ભાઇ સાહેબ, આ વખતે માફ કરો હું પંદરમીએ જરૂર...'

'અરે, આજ તો આંહીં મહેમાનો આવવાના છે. મારી ઓફિસમાં આ રીતે નહિ ચાલે. તારે બરાબર થઇને આવવું પડ...'

'ચંદ્રભાઇ, શું છે?' ચંદ્રકાન્ત આગળ બોલે એ પહેલાં પરિમલભાઇએ દાખલ થઇ પ્રશ્ન કર્યો.

'એ તો આ જગુ. જરાય સભ્યતા જ નહિ. આ એકલો કોટ પહેરીને ચાલ્યો આવે છે. છાતી ઉઘાડી, ટૂંકડા પંચિયામાં અડધા પગ ઉઘાડાઃ મેલી ખાદીની ટોપી, ભાઇ, મારે માટે બીજા ઓફિસબોયની ગોઠવણ કરો.'

'બહુ સારું, જગુ, જા, તું મારી ઓફિસમાં બેસ.'

'આપની ઓફિસમાં ! અરે પણ......'

'ચંદ્રભાઇ, તમારી ને જગુની વાત હું સાંભળતો હતો. એ કીશોરની કાકલૂદી મને દૂર ઊભા ઊભા પણ કંપાવતી હતી, જ્યારે તમે એક તમારી વાતને જ વળગી રહેવા ખાતર એની વાતને નહોતા લક્ષમાં લેતા. ચંદ્રભાઇ, તમે એટલુંય કેમ ન સમજ્યા કે એ ઘેર જઇનેય શું કરત? એ પહેરણ ક્યાંથી લાવત? ઘેર જઇને તો બમણો એ દુઃખ અને દર્દે હતાશ થઇ જાત. ખાટલે પડેલ માંદી મા, ભાઇ ઉપર મીટ માંડી બેઠેલ નાની બહેન. ઓહો... હો....હો, અને જ્યારે એની મા પૂછેત કે 'બેટા, કેમ પાછો આવ્યો? મોસંબી લાવ્યો? મને બહુ શોષ પડે છે.' ત્યારે...ત્યારે આ કિશોર કેટલો તડફડત! શું જવાબ દેત? ચંદ્રભાઇ, તમને એ ખ્યાલ નહિ આવે. હથેલીમાં ચાંદ દેખનારને અમાવાસ્યાના ઘોર અંધકારનો અનુભવ ક્યાંથી હોય? ભાઈ, તમે તો ભાગ્યનું રમકડું છો. શ્રીમંત પુત્ર તરીકે તમે જન્મ્યા છો. હું જાણું છું કે તમારે આ નોકરી હોય કે ન હોય છતાં કાંઇ હરકત નથી. પણ એ બધું તમારા જન્મ અકસ્માતને આભારી છે, એ પુરુષાર્થનો પરિપાક ન કહેવાય. પુરુષાર્થનો પરિપાક તો જગુ સ્વબળે આગળ વધી જગતજીવન બને એ જ કહેવાય!'

પરિમલ બોલતા અટકી ગયા. તેમની દૃષ્ટિ ઊંચે જડેલ સીલીંગ પર સ્થિર થઈ ગઈ. ગત જીવનના સ્મરણો જાણે સીનેમાની સ્ક્રીન માફક તે સીલીંગ ઉપર એક પછી એક દ્રષ્ય થવા લાગ્યા. પાંચેક મિનિટ તેઓ એ રીતે બેસી રહ્યા ને એકદમ તંદ્રામાંથી જાગતા હોય તેમ ઝબકીને બોલ્યા : 'ચંદ્રભાઈ, જગત જેટલું વિશાળ છે એટલી જ વિશાળ દૃષ્ટિ કેળવતા જો શીખાય તો મોટાને હાથે નાનાને કાંઈક રાહત રહે. તમે યુવાન છો હજી તમારે દુનિયાના રંગો ઘણા જોવાના બાકી છે. તમે તમારા જ જીવન સાથે તમારી દૃષ્ટિને જડી રાખી નિર્ણયો બાંધતાં પહેલાં જેના સંબંધે નિર્ણય બાંધો એની સ્થિતિમાં પહેલાં બેસજો. એ નિર્ણય મક્કમ થશે. શુદ્ધ અને સાત્વીક બનશે.'

'ભાઈ મને લાગે છે કે જગુને જરુર મારાથી અન્યાય થઈ જાત. ખરેખર, એ ઘેર જઈનેય શું કહેત....!'

'ચાલો, એમાં કાંઈ તમારો દોષ નથી. કારણ કે તમે એ દર્દથી અજ્ઞાત છો. બાકી મેં તે અનુભવ્યું છે એટલે જ હું સમજી શકું છું.'

'એ...મ ! આપને ય ત્યારે સંયોગોની વિષમતાએ સતાવ્યા લાગે છે ?'

'સારી રીતે, હં...હં પણ ચાલો. એ વળી કોઈ વખત નિરાંતે. અત્યારે શું કરવાના છો ?'

'ધારાસભા ઉપર લખવાનું છે ને ?

'હં...હં' કહી પરિમલભાઈ ઊઠયા. તેઓ તેમના કમરામાં ગયા, જગુ એ વખતે એક માસિક લઈ વાંચતો હતો.



'આવો આવો, ચંદ્રભાઈ, કેમ છો ?' ચંદ્રકાન્તને ઘેર આવેલ જોઇ આવકારતા પરિમલ બોલ્યા. પરિમલભાઇ પોતાની નીચેના માણસોને પણ ખૂબ માન સહિત રાખતા. તેમના સ્વભાવમાં જ મીઠાશ હતી. એ મીઠાશે તેઓ સર્વપ્રિય બન્યા હતા.

'ભાઈ, આજે તો તમારું જીવન જાણુવા આવ્યો છું.'

'મારૂં જીવન ! કેમ મારૂં જીવન ચરિત્ર લખવાનો કાંઇ વિચાર રાખ્યો છે કે શું !' પરિમલ હસ્યા.

'અત્યારે તો એવો વિચાર નથી. આ તો સહેજ.'

'પણુ એમાં છે શું : એમાં નથી પ્રેમ, નથી રોમાન્સ, નથી કોઈ અદ્દભૂતતા.'

'તો ય...'

'ચાલો એય કહીશ. પણુ એ પહેલાં એક વાર્તા કહી લઉં.' કહી પરિમલ જરા ટટ્ટાર થયા અને બોલ્યા :

'એ પણુ જગુ જેવો જ કિશોર હતો: ઉમ્મરે ને સ્થિતિએ.'

આટલા શબ્દો બોલી પરિમલ કોઈ ધ્યાનસ્થ યોગી માફક આંખો મીંચી પાંચ મિનિટ મૌન રહ્યા.

'ભાઇ, એ કોણુ ?' ચંદ્રકાન્તે પરિમલને બોલતાં વિચાર કરતા જોઇ પ્રશ્ન કર્યો.

'સાંભળો, સાંભળો.' કહી પરિમલ આગળ વધ્યા.

'એટલી નાની ઉમ્મરે એ એક બૂકસેલરની દુકાને જઇને ઊભો. દુકાનમાલિક શેઠ પોતે સાહિત્યના શોખીન હતા. તેમને તેમની પોતાની ઓફિસ સાફ કરવા ને આવતા છાપાઓ, માસિકો, પુસ્તકો વગેરે સંભાળવા એક છોકરો જોતો હતો. પેલા કિશોરને આઠ રૂપિ-

થાના પગારે નોકરી મળી ગઇ. દુકાને નહિ પણ શેઠની ખાનગી ઓફિસમાં જ તેને રહેવાનું હતું.

'વિષમ સંયોગોએ ત્રીજી અંગ્રેજીથી જ કિશોરનો અભ્યાસ અટકાવ્યો હતો, પણ તેનું દિલ તો વધારે અભ્યાસ માટે તલસતું જ રહ્યું હતું.

'કિશોરે ઓફિસ બરાબર સાફસુફ રાખવા માંડી. ને શેઠનું જે કાંઇ સાહિત્ય આવતું તેને બરાબર ગોઠવવા માંડયું. આટલું જ નહિ પણ તેણે ખુબ વાંચવાય માંડયું. અંગ્રેજી પુસ્તકો પણ તે વાંચવા લઇ જતો ને ધ્યાનપૂર્વક વાંચતો. ન સમજાય તે નિશાનીઓ કરી કોઇકને પૂછતો.

'વાંચવાનું તો તેને વિપૂલ મળતું એટલે એણે આગળ અભ્યાસ પણ શરૂ કર્યો. રાતના બબ્બે વાગ્યા સુધી તે વાંચતો ને લખતો. પરિક્ષાનો વખત થતો ત્યારે શેઠ પાસેથી બે મહિનાની રજા લઇ સ્કૂલમાં બેસતો. શેઠ પણ આની અભ્યાસવૃત્તિ જોઈ તેને શકય તેટલી પુસ્તકો વગેરેની સગવડ આપતા. ખરૂં કહીએ તો એની સાલસતાથી શેઠને મમતા જ બંધાઇ ગઇ હતી.

'આમ ને આમ ૭ વર્ષ વિત્યા ને કિશોર મેટ્રીકમાં પસાર થયો. શેઠે પણ તેને હવે બીજા કામમાં રોકી સારો પગાર કરી આપ્યો.

'પણ કિશોર તો મહત્વાકાંક્ષી હતો. એણે મેટ્રીક પસાર કરી. કાયદાનો અભ્યાસ કરવાનું નક્કી કર્યું. શેઠને તેણે આ વાત કરી. શેઠ ખૂબ ખુશ થયા ને તેમના એક વકીલ મિત્રને ત્યાં જ કીશોરને કારકુન તરીકે રાખી દીધો.

'વકીલ તો કીશોરની અભ્યાસ પ્રગતિથી આશ્ચર્ય પામી ગયા. તેણે તેમના બધા પુસ્તક તેના માટે ખુલ્લાં મૂકયાં. ઉપરાંત રાત્રે એક કલાક ન સમજાય તે સમજાવવાનું પણ માથે લીધું.'

'કીશોર વકીલ પાસે બેસતો, દિવસે ઓફિસનું કામકાજ કરતો ને મોડી રાત સુધી ઘેર બેસતો. તેની માતા તેના આ પરિશ્રમ માટે તેને ખૂબ વઢતી પણ કીશોર તો સાધનથી સૌ વધે પણ સાધન વગર સ્વબળે પુરુષાર્થી પુરુષ એનું સ્થાન નિર્ણીત કરી શકે છે એ સિદ્ધ કરવા માગતો હતો.'

'સતત મહેનત અને ખાવાનું નીઃસત્વ; એની તબિયત લથડી. હાઈકોર્ટ વકીલ થવાના એના સ્વપ્નો સરી જવા લાગ્યાં. પરીક્ષા આવી ગઈ. એ ન બેસી શકયો.'

'માંદગીમાંથી તે માંડ માંડ ઊઠયો. એ અરસામાં એની માતા જીવલેણ તાવમાં સપડાયાં. અને ખરેખર એ તો પાછા ન ઊઠી શકયાં. નાની બહેન અને કીશોર બે જ આ સંસાર સાગરનાં મોજા સહતા દિવસો વીતાવવા લાગ્યા. એ વખતે એના કોડીબંધ સગાઓમાંથી એક પણ એમનો સગો થવા તૈયાર ન હતો.

'કીશોર આ સ્વાર્થી દુનિયા જોતો ને વધારે નિશ્ચયી બનતો. અંતે બીજી વખત પરીક્ષામાં એ ઉચ્ચ નંબરે પાસ થઇ ગયો.

'શેઠનો ને પેલા વકીલનો ખૂબ ખૂબ આભાર માની એણે વકીલાત માંડી. ખૂણામાં સંતાયેલ સગાઓ હવે 'હું તારો કાકો થાઉં, હું તારો મામો થાઉં, હું આ ને હું તે' કરતાં આવવા લાગ્યા. કીશોર પરણ્યો. બહેનને પરણાવી. એની જીવન નૌકા સરલ અને શાંત રીતે વહેવા લાગી. સંસાર સાગરમાં અત્યારે વિહરવા એને સુંદર હોડી મળી હતી પણ એની દૃષ્ટિ તો પેલા મોજાઓ ઉપરજ રહેતી.'

'એ મોજાઓએ તેને ઝાટકાડી મર્દ બનાવ્યો હતો. એટલે દુઃખમાં એ દીલગીર ન થતો સુખમાં છકી ન જતો.'

'એની વકીલાત સરસ ચાલતી, પણ એનું દિલ તો બીજે જ ભમતું. એ કાંઇક જીવનમાં કરી છૂટવાનાં સ્વપ્નો સેવતો. અંતે તેણે

સાહિત્ય પસંદ કર્યું. એણે છૂટક લખાણો લખવા માંડયા. સુંદર અને સમાજને ઉપયોગી.'

'અંતે તે એમાં જ વધારે ખૂંચવા લાગ્યો. મિત્રોએ એને સહકાર આપ્યો. તેણે છાપું કાઢયું. આજે તે તંત્રી છે. કહોને માલિક જેવો છે, પણ હજી તે કલાપીના કાવ્યની કડી–

**'તારી દૃષ્ટિ, ઝળહળ થતાં ભાવીમાં બાપુ ચોંટી;**
**મારી દૃષ્ટિ, ગત સમયના ગાઢ કિલ્લા ઉખેળે.'**

'નથી ભૂલ્યો. એ ભૂલાય તો જીવનમાં શું રહે?'

'પણ એ કીશોર કોણ?' એકધ્યાન બની ગયેલ ચંદ્રકાન્તે ઝબકીને પ્રશ્ન કર્યો.

'એ કીશોર, તમારો પરિમલ. આજનો પરિમલભાઇ. કહો હવે જગુ મારી પાસે બેસે તો મને નાનમ લાગે ખરી?' ચંદ્રકાન્ત શરમાઇ ગયો. એ ઘડીભર પરિમલ સામે જોઇ રહ્યો ને બોલ્યો:

'પરિમલભાઇ, હવે સમજાયું. જગુને હડધૂત કરવા કરતાં તમે તેને આગળ વધવા તક આપવા માગો છો. જગુ વધશે?'

'એ એના પુરુષાર્થ પર આપણે છોડીએ. બાકી એને તક અપાય તો ખોટું શું?'

'જરાય નહિ. હં...હં, પણ એ તો જગતજીવન બને ત્યારે બાકી પરિમલ તો ખરેખર પુરુષાર્થનો પરિપાક જ છે, અને અને તે જરૂર મારા જેવા ભાગ્યનાં રમકડાં કરતાં શ્રેષ્ઠ છે.'

કહી ચંદ્રકાન્ત ઊઠયો. પરિમલને પ્રણામ કરી તે ચાલ્યો. જતાં જતાં પણ તે બબડયો.

'સાચેસાચ પુરુષાર્થનો પરિપાક!'

# વતનનો સાદ

અમારી ધૂળી નિશાળનું મકાન બરાબર કંકાવટીના કાંઠે આવેલું હતું. તેની પછીતે ઘસાઇ ને તે કલરવ કરતી ચાલી જતી હતી. ચોમાસામાં જ્યારે તેમાં પૂર આવતું ત્યારે અમારા લાલશંકર મહેતાજીનાં ઝોકાંનો લાભ લઇ, હું, મગનો અને છગનિયો પછીતની પાછલી બારીએથી નદીમાં ખાબતા.

છગનિયાને જોઇએ તેવું તરતા નહોતું આવડતું, એટલે અમે તેનાં માટે પાટલૂનના પાયજા ફુલાવી (Self Belt) બનાવતા. તેના ઉપર તે સમતોલ પણે રહી તરતો. આવી રીતે તો અમે કેટલાયને તરતા શીખવેલ હતા.

માસ્તર સાહેબનું ઝોકું ઊડતું અને અમને ન જોતા એટલે તેઓ તરત જ બધી વાત પામી જતા.

સોટી લઈને તેઓ નદી કાંઠે આવતા, પણ એટલામાં તો અમે ઠેઠ નાળા પાસે પહોંચી જતા, અને ત્યાંથી બહાર નીકળી ગામને પાદર આવેલ અમારા ગામના શૂરવીરોના પાળિયા પરના અક્ષરો ઊકેલવા લાગી જતા.

ત્યાં બેસી તે પથ્થરોમાંથી અમે પ્રેરણા પીતા. ત્યાં તો લાલશંકર માસ્તર ઝળકતા. અમને 'સોટી વાગે સમ સમ, વિદ્યા આવે રમ ઝમ.' નો પાઠ પઢાવી પાછા નિશાળમાં લઈ જતા. તેમની ભરેલ ચૂંટીઓનું ચિત્રામણ આજે પણ સાથળે મોજૂદ છે.

સાંજરે વડલા ઉપર 'આંબલી પીપળો' રમતાં કેટલાય પડતા આખડતા, પગ ભાંગતા, હાથ ભાંગતા. અમારા ગામનો બેચર ધાંયજો આજના ડૉક્ટરથી પણ ચડી જાય તેવો (Bone-Settler) હાડકાં સાંધવામાં પાવરધો હતો તેની સારવાર થતી. સાજા થયા એટલે એ જ વડલો અને એજ કૂદાકૂદ.

રાત્રે ખીલતી ચાંદનીમાં ગ્રામ્ય ગૌરીઓના એક બાજુ રાસડા ચાલતા. બીજી બાજુ અમારો ગેડી દડો ચાલતો. મોટા ફૂટબોલ જેવડો લૂગડાનો દડો, અને અડધી ડાળ જેવડી વાંકડી ગેડી સાથે 'લોગે લોગે' કરતાં અમારા ખડતલ હાથે દોટો વાગતાં તો દડો ધમ...ધમ...મ કરતો પેલે પાર પહોંચી જતો.

હુતાશણીના તહેવારોમાં તો વળી ઓર જ રંગ જામતો. અમારા ધીંગા શરીરધારી યુવાનોની સામસામી ટોળીઓ બંધાતી. એક હુતાશણીમાંથી બીજી હુતાશણીવાળા સળગતું છાણું લઈને ભાગે. પાછળ પેલી હુતાશણીનું રક્ષણ કરવા ઊભેલ પાર્ટીવાળા ડાંગો અને પથ્થરો લઈ પાછળ પડે. બે ય પાર્ટીઓની સામસામી અથડામણી થાય.

કંઈકના માથાં ફૂટે. કંઈકના હાથપગ ભાંગે. છતાં વૃદ્ધો બેઠા બેઠા જોયા કરે. કારણ કે તેઓ સમજતા હતા કે 'આમાંથી

માથું દેનારા પાકશે ? નળિયાંનો ખખડાટ સાંભળી માથે ગોદડું ઓઢી લેનારા કરતાં સામી છાતીએ મરનારાઓ જ ગામ, દેશ અને કુળનું નામ ઉજાળી શકશે, આ રીતે જ ભવિષ્યની પ્રજાનું ઘડતર દેશને આશીર્વાદરૂપ થઇ પડશે.

ઘણી વખત લાલશંકર માસ્તર મારા પિતાશ્રી પાસે આવતા, અને ફરિયાદ કરતા.

'રામશંકર તરવાડી, તમારો ઇન્દુ તો ભા'ઇ સા'બ તોબા પોકરાવે છે. ઘણી વખત તો નિશાળના બધા છોકરાઓને ધોળી ધજાના ભોંયરે તગડી જાય છે. મારે નિશાળ બંધ રાખવી પડે છે. તમે કંઇક કહેતા જાવ તો ઠીક. માળો જેવો તોફાની છે તેવો ભણવામાં પણ હોંશિયાર છે, એટલે મને કાઢી મૂકવો પાલવતો નથી.'

આવી આવી ફરિયાદો અઠવાડિયે પંદર દહાડે તો મારા પિતાશ્રી પાસે આવે જ. મારા પિતા તેમને શાંત્વન દઇ પાછા કાઢે, મને વઢે, છતાં આપણા રામ તો એના એ જ. આવી રીતે એ જ લાલ-શંકર માસ્તરના હાથ નીચે સાત ગુજરાતી પૂરી કરી જ્યારે મેં નિશાળ છોડી ત્યારે એ પ્રેમાળ શિક્ષકની આંખો આંસુથી ભીંજાઇ ગઇ. એવા તો અમારાં પ્રેમબંધન હતાં.

પિતાજીની ઇચ્છા તો મને ખેડમાં જોડવાની હતી, પણ મારા બનેવી અમદાવાદમાં વકીલાત કરતા તેમને આ વાત ન રૂચી. તેઓએ પત્ર લખી મને અમદાવાદ બોલાવ્યો. ગામ છોડીને ભાગ્યે જ બહાર નિકળનાર મારા જેવા યુવાનને આ શહેરી જીવનની ધમાલે અને દોડધામે ઘડીભર અકળાવી મૂક્યો. હું ભાગી જવા તૈયાર થયો, પણ બહેનનાં આંસુએ મને રોકી લીધો. મને પ્રોપ્રાયટરી હાઇસ્કુલમાં આગળ અભ્યાસ કરવા માટે મારા બનેવીએ દાખલ કર્યો. પછી તો એ સુંદર માનચેસ્ટરના ધોતિયાં, ક્રમના બૂટ,

સુંદર સર્જનો કોટ, જાત જાતની ટોપીઓ, હોટેલ અને સીનેમાએ મારૂં જીવન પલટી નાંખ્યું; પિતાશ્રી પૈસા મોકલતા. હું આગળ ને આગળ અભ્યાસ વધાર્યે જતો. વચમાં હું મારા વતનમાં એક વખત જઇ આવ્યો. મગનો અને છગનિયો, મારા બીજા ગ્રામ્ય મિત્રો મને ખરેખર રોંચા જેવા અને અબુદ્ધ લાગ્યા.

ગામમાં ઊડતી ધૂળ અને રાત્રે લેવાતા રાસડામાં મને સંસ્કાર-વિહોણું જીવન દેખાયું. બધાય મને જોઈ ને શેહમાં દબાતા લાગ્યા. હું પણ રૂવાબમાં રહેતો ગામના લોકો કહેતા કે 'રામશંકર તરવાડીનો ઇન્દુ તો સા'બ થઇ ગયો. માળો જેવો તોફાની હતો, તેવો જ હોંશિયાર થઈ ગયો.' આવું સાંભળી હું ગર્વ ધરાવતો. ગામમાં આવેલ તો મહિનો રહેવા, પણ હું અઠવાડિયામાં જ અમદાવાદ આવતો રહ્યો.

હવે હું ગામડાનો ઈન્દુ નથી રહ્યો. પણ 'I. R. Trivedi. B. A.' ની વટથી સહિ કરનાર ગવર્નમેન્ટ સેક્રેટરીયેટમાં એક હોદ્દેદાર છું અમારા પ્રદેશમાં જ એક ગામના રહેવાશી સોમેશ્વર ભટ્ટ અમદાવાદમાં વર્ષોથી ડૉકટરી કરતા હતા. તેમની દીકરી સરયુ મેટ્રીક સુધી ગયેલ હતી. ભટ્ટજીને વતનમાં સરયુને યોગ્ય મુરતીઓ નહોતો મળતો, એટલે તેઓ મુંઝાતા હતા. તેમાં તેમણે જાણ્યું કે હું તેમના જ ધોળનો છું, એટલે તેમણે મારા બનેવી દ્વારા મારા પિતાશ્રી વિગેરે ઉપર દબાણ કરી વાત ખીલે બાંધી.

અમે લગ્ન કરવા અમારા પ્રદેશમાં ગયા. ધામધૂમથી લગ્ન થયાં.

લગનના બીજે જ દિવસે હું તથા સરયુ ખુરસીઓ ઢાળી ફળિયામાં બેઠાં. ગામમાં અને તેમાં ય ખાસ કરીને સ્રીવૃંદમાં કાગારોળ મચી રહ્યો. મારા માતાપિતાને પણ બહુ દુઃખ થયું. તેમણે તો ધરરખ્ખુ ગૃહિણીના સ્વપ્નાં સેવેલ હતાં. તેને બદલે અમારૂં આ સુધરેલ જોડું તો તેમને નીચું જોવડાવતું હતું.

ત્રીજે દિવસે હું, સરયુ, બ્હેન અને બનેવી અમદાવાદ ઊપડયાં. ત્યાંથી હું સરયુને લઇને મુંબઇ ગયો.

આ વાતને પંદર વર્ષ વીતી ગયા છે. જમીન ખેડૂતો દ્વારા ખેડાય એવી વ્યવસ્થા કરેલ છે.

છેલ્લામાં છેલ્લી ઢબે મુંબઇમાં હું રહું છું. એક પુત્ર અને પુત્રીનું ઉછેરકાર્ય આયા દ્વારા થાય છે. સરયુ મહિલા મંડળો અને આઝાદ મેદાનના ભાષણોમાંથી નવરી નથી રહેતી. મારે કમાણી ઠીક છે પણ મારી શારીરિક સ્થિતિ દિન પ્રતિદિન ઘસાતી જાય છે. મારા બાલપણુનાં જીવન સ્મરણો ઘણીવાર યાદ આવે છે. તે વખતે મને પ્રશ્ન થાય છે કે 'મી. ઇન્દ્રવદન ત્રીવેદી સારા કે રામશંકર તરવાડીનો ઇન્દુ સારો ?'

આજે, મારી તબિયત જરા અસ્વસ્થ હતી, એટલે હું ઓફિસે નહોતો ગયો. પાંચ વાગે સરયુને તૈયાર થતી જોઇ મેં પૂછયું.

'સરયુ કયાં જાય છે ?'

'આજે તો મહિલા મંડળની મિટીંગમાં આવતા વર્ષ માટે મુખ્ય સવાલની ચર્ચા થવાની છે, એટલે હું ત્યાં જાઉં છું. ત્યાંથી આઝાદ મેદાનમાં મિટીંગ છે ત્યાં જવા માગું છું. બનતાં સુધી રાત્રે અગિયારેક વાગ્યા પછી આવી જઇશ. હું સરોજને ત્યાં જમી લઇશ. બુચી, બાબુ અને તમારા માટે તમે વેણીશંકરને જમવા ઇચ્છા હોય તે કહેજો એટલે કરી આપશે.'

'પણ આજે મારી તબિયત બરાબર નથી. તું ન જા તો કાંઇ હરકત છે ? લખીને મોકલી આપીશ તોપણ ચાલશે.'

'અરે, એ તે કાંઇ ચાલે ? તમે તમારે સૂઇ રહેજો ને ? જરા માથું દુઃખે છે એમાં શું ?' કહી સરયુને ટાઇમ થઇ જતો હોવાથી

ચાલી ગઈ. મારા માતુશ્રી તો દેશમાં જ હતાં, મારા સ્વજનોમાં અત્યારે હું અને મારાં બાળકો હતાં. મને વિચારો આવ્યા.

મારા પિતાશ્રી ખેતરેથી આવતા ત્યારે ઊના પાણીએ હાથપગ ઝારતી મારી માતા મારી સામે ખડી થઇ. માથું દુખતાં તો સૂંઠ અને તીખાં ઘસવા લાગતી, પગનાં તળિયાં ઘસવા લાગતી. એ આદર્શ ગૃહિણીના પુત્રની જ પત્નીમાં કેટલો ફેર? એ કરવામાં શું મારા માતુશ્રીનું સ્ત્રીત્વ કાંઈ થોડુંજ ધવાઈ જતું? તેની સ્વતંત્રતામાં મારા પિતાશ્રી થોડો કાંઈ અંતરાય નાખતા? તો પણ એ હૃદયોમાં જ પ્રેમ ઝરતો. મારા પિતાશ્રી તો ઠીક, પણ પાડોશીનાં ઘેર કોઈ માંદું પડે તો રાતની રાતો સુધી ઉજાગરા ખેંચનાર એ ગ્રામ્ય ગૌરીમાં ક્યાં સંસ્કારની ખોટ હતી? સરયુમાં કયા સંસ્કાર વધારે છે?

દૃશ્ય બદલાયું. મારી માતાની છબીને ઠેકાણે મારા કુમળાં બે બાળકો તેની પાછળ ઘૂઘવાટ કરતી નદીમાં શરીર ઝીકતો ઇન્દુ દેખાયો. મારા બાળકોનાં કોમળ શરીરો પાછળ મને ભવિષ્યના માયકાંગલાં શરીરો દેખાયા. ઇન્દુનું ખડતલ શરીર મી. ઇન્દ્રવદન ત્રિવેદીના શરીર ઉપર અટ્ટહાસ્ય કરતું જણાયું.

મારે ખાતર નહિ, પણ મારાં બાળકો ને સરયુને ખાતર પણ મારે શું કરવું તેનો તત્કાળ વિચાર કરી નાખ્યો. સરયુ ઉપર મને ઘૃણાને બદલે સ્નેહ થયો. આમાં તેનો તો દોષ જ ન હતો. મારી ઇચ્છાઓને અનુરૂપ એણે એનું જીવન ઘડયું હતું. મારો દોષ છે. એનું પ્રાયશ્ચિત મારે જ કરવાનું છે.

પાછું દૃશ્ય બદલાયું.

ઇન્દુ અને બાળકોને ઠેકાણેઃ—છગનિયો, મગનો, લાલશંકર માસ્તર,

ધૂળી નિશાળ, ઘૂઘવાટા કરતી કંકાવટી નદી, પેલા પાળિયાઓ, રૂપાળી ચાંદનીમાં રાસડા લેતી ગ્રામ્ય ગૌરીઓ, પેલો વડલો, અને ગેડી દડે રમતું યુવાનમંડળ ! ઓહ...હો...હો ! એક પછી એક દશ્ય સિનેમાની સ્ક્રીન ઉપર ખડું થવા લાગ્યું. રોમરોમમાંથી વતનનાં ઝાડો અને પથ્થરોના સાદો સંભળાયા. અકળામણ, અકળામણ ! વ્યાપી રહી, પળ પળ વર્ષ જેવી થઈ પડી.

આંસુ લુછી અકળામણ ટાળવા અગાસીમાં આવ્યો. દૂર દૂર નજર કરી. પણ કયાંય ખલ ખલખલ વહેતી કંકાવટી ન જોઇ. કયાંય ધૂળ ઉડાડતાં ગાડાઓ, અને કિચૂડુક કિચૂડુક કરતા લીલીછમ વાડીઓમાં ચાલતા કોસોના અવાજ ન સંભળાયા. ત્યાં તો ભોં...ભોં કરતી મોટરો, અને ખળ ખળ કરતી કંકાવટીને બદલે કોલાહલ કરતો માનવ સાગર ઊમટયો હતો. ત્યાં નહોતા રાસ લેતા સ્ત્રીવૃંદો કે ન હોતા દાંડિયારા રમતા ખેડુતો ! ત્યાં તો શરીર ઊપર કૃત્રિમ સાજ સજી સીગારો ફૂંકતા માનવ સળેખડા જેવા પુરુષો, અને છેલ્લામાં છેલ્લી ઢબે વસ્ત્રોમાં સજ્જ થઈ પુરૂષ મિત્રો સાથે સીનેમા અને નાટકોમાં જતાં સ્ત્રીવૃંદો હતાં.

બધું ય જોયું પણ શાંતિ ન મળી. વતનનો સાદ ભૂમરાણ મચાવતો હતો. શરીર તપી આવ્યું. પંદર પંદર વર્ષથી વતનને છોડી શહેરી જીવન જીવતો હતો, છતાં એ પ્રેમ, એ મમતા, એ માયા તો પાછળની પાછળ ! ખરેખર, વતનપ્રેમ કોઈ અજબ ચીજ છે. તે તો દૂર દૂર દરિયાપાર પણ તમને આવી જ મીઠડી અકળામણ કરાવશે. વતન માટે પ્રાણ અર્પનારને હું પાગલ માનતો, પણ હવે જ મને સમજાયું કે એ પ્રેમ કેટલો દુર્લભ છે. હું જઈ ને પથારીમાં પડયો. મને શ્રી. મેઘાણીનું કાવ્ય સ્ફૂર્યું.

અહોહો ! ક્યાં સુધી પાછળ અમારી આવતી'તી,
વતનની પ્રીતડી: મીઠે સ્વરે સમજાવતી'તી;
ગળામાં હાથ નાખી ગાલ રાતા ચૂમતી'તી,
'વળો પાછા !' વદીને વ્યર્થ વલવલતી જતી'તી.

બીજે જ દિવસે મેં બે મહિનાની રજા માટે અરજી આપી. સરયુનું દિલ જરા દુભાયું, છતાં મેં મારો નિશ્ચય ન ફેરવ્યો.

અઠવાડિયાં પછી હું મારા વતન તરફ ઉપડયો. મારા ગામથી સ્ટેશન તો દૂર હતું, પણ જેવો હું સ્ટેશને ઊતર્યો કે તુરત જ મારા માતુશ્રીની સાથે એ જ પ્રેમઝરતા મુખડાવાળા વીસેક માણસો મારી આસપાસ ફરી વળ્યા. બુજરગ પ્રેમો પટેલ, છગનિયો, મગનો અને મારી સાથે ખેલનાર અન્ય ગ્રામ્યમિત્રો ઓછા ઓછા થવા લાગ્યા. મને અત્યારે તેમના તરફ ધૃણાને બદલે પ્રેમ હતો, એટલે હું તેમની સાથે વાતે વળગ્યો. ગાડામાં બેઠા અને જ્યાં ગામના સીમાડે પહોંચ્યા ત્યાં તો સ્ત્રીઓ અને પુરુષોનું નાનકડું ટોળું અમને સત્કારવા ઊભું હતું. મારા માતાપિતાની ગામમાં સુવાસ હતી, એટલે બધા ય અમારા તરફ પણ ખૂબ પ્રેમ રાખતા હતા.

પરણ્યા પછી આજે પંદર વર્ષે મેં મારા નાનકડા ઘરમાં પ્રવેશ કર્યો. હૃદય ઠરીને હીમ થયું. સાંજે કંકાવટી ઉપર ફરવા ગયા. ત્યાં જોયું તો, નદીના વહેન સુકાયાં લાગ્યાં. ગામમાં ફર્યો તો પહેલાના જેવો કોલાહલ અને આનંદ ન દીઠો. બેચાર હોટેલો પણ દેખાણી. મને દુઃખ થયું. શહેરનો થોડોક પવન આંહીં પણ પહોંચ્યો હતો. રાત્રે મને વતનની ચીસો સંભળાઇ. મને મૃગજળ પાછળ બાચકા ભરવાનું છોડી દઇ ખરાબે ચડતા વતનને ઊગારવાનો નાદ લાગ્યો.

બીજે દિવસે સવારમાં ઊઠી નદી ઉપર ગયો. નદીના નીર સુકા-

વાનું કારણ જડી આવ્યું. સીમમાં જવા માટે ભરવાડોએ અને ગામ લોકોએ મળી નદીમાં ધૂળનો એક કાચો પૂલ બાંધેલો હતો. ચોમાસામાં નદીનું વહેન ત્યાં અટકતું અને વહેન સાથે વહી જતી રેતી ત્યાં ભેગી થતી હતી. એટલે દિન પર દિન નદી પુરાતી જતી હતી. એ પૂલ મેં ખોદાવી નાખ્યો.

ધૂળી નિશાળમાં લાલશંકર માસ્તર તો અત્યારે ન હતા, છતાં જે માસ્તર હતા તે પણ સારા હતા. તેને પણ થોડીક સમરાવી. અમારા ગામની શૌર્યગાથા જેવા પાળિયાઓ ફરતી એક વંડી ચણાવી લીધી.

વડલો તો એનો એ જ હતો. બમણો ફાલ્યો હતો, પણ રમનાર ઓછા થયા હતા. આર્થિક સ્થિતિને અંગે ઘણા જુવાનો બીચારા શહેરની મીલ જીનની કોટીમાં સબડતા હતા. આ બધાયનો પુનરુદ્ધાર કરવો જ જોઇએ. વતનના ખોળે ખેલવાનું સાર્થક હું નહિ કરૂં તો કોણ કરશે ?

એ સવાલે દિલમાં દિવો પ્રગટાવ્યો. મેં મારી ખેતી સંભાળી. ભાંગતા ખેડૂતોને વગર વ્યાજે પૈસા ધીરવા માંડયા. બંધ પડેલા કોસો પાછા ચાલુ થયા. લીલીછમ વાડીઓ લહેરાવા લાગી. દૂધ ઘીના અભાવે ચાએ હળી ગયેલા ખેડૂતોના ઘરે પાછી હાથણીઓ જેવી ભેંસો બંધાવા લાગી. મેં મારો આખો સમય મારા વતનની ઉન્નતિ પાછળ ખર્ચવા માંડયો. સવારમાં પાછા 'ઘમ વલોણા' અને સાંતિઓના ખડખડાટ શરૂ થઇ ગયા. બે મહિનામાં તો ગામનો આખો ચહેરો ફરી ગયો.

આજે શરદ પૂર્ણમાની રાત્રી હતી. હું મારી ચાકળા અને ચંદરવાએ મઢેલી ડેલીમાં બેસી મારી નોકરીનું રાજીનામું લખી રહ્યો હતો, એટલામાં તો :—

'કાં ઈંદુ, ચાલ ને ડાંડીઆરા તો શરૂ જ થઈ ગયા છે. શું ઝીંક લાગી છે ને ? ઓહ...હો મારા બાપ ! તેં તો ગામમાં નવું જીવન લાવી દીધું છે !' કહેતા પ્રેમા કાકા દાખલ થયા. મેં કલમ ને કાગળ નીચે મૂકયાં અને ઊઠયો. ડેલી બહાર નિકળ્યો ત્યાં તો,

**'સૈયર મોરી ગરબે રમવા આવો જો,**
**ચાંદલીયો ઊગ્યો રે સખી મારા ચોકમાં...'**

સરયુનો મીઠો હલકભર્યો સ્વર સંભળાયો. જરા ત્યાંથી દૂર ચાલ્યો ત્યાં તો,

તડ....તડ.. તડ, ડાંડિયાના તાલ સાથેના સ્વર સંભળાયા -

**શેરી વળાવી સજે કરું ઘેર આવો ને;**
**શેરડીએ પથરાવું ફૂલ મારે ઘેર આવો ને...હાં...શેરી૦**

રુપેરી ચાંદનીમાં દેવના ફીરસ્તા જેવા દીસતા એ ભોળુડા ગ્રામ્યવાસીયો જાણે ગાંડા બન્યા હોય તેમ આનંદથી શરીરના વાંક વાળતા ફરી રહ્યા. હતા મારી આંખમાં હર્ષના અશ્રુ આવી ગયાં.

એક વાગ્યે બધાં વિખરાયાં. ઘરે આવ્યો. સરયુને મેં કાલે મુંબઇ જવા માટે તૈયાર થવા કહ્યું, ત્યાં તે બોલી ઊઠી,

'તમારે જવું હોય તો જાવ, મારે તો હવે ત્યાં નથી આવવું.'

'પણ તારૂં મહિલા મંડળ, તારી રાહ નહિ જોતું હોય ?'

'બળ્યું, તમે તો મશ્કરી જ કર્યા કરશો. મારે તો હવે અહીં બહુ સૈયરો થઇ ગઇ છે. સાચો પ્રેમ હવે જ હું સમજી શકી છું. તમે તો મનેય આ જીવનનો નાદ લગાડયો !' કહી સરયુ ભેંસને નીરણ કરવા ગઈ. એ રાત્રે જ મેં રાજીનામું પૂરૂં કર્યું. જાણે કોઇ મોટો બોજો ઓછો થયો હોય તેમ તે રાત્રે હાસ કરી નિરાંતે સૂતો.

બીજે દિવસે ગામના બધા ય ખેડૂતોને ભેગા કર્યા. દરેકની પાસે વર્ષભર ચાલે તેટલા દાણા, વર્ષભર કપડાં ચાલે તેટલો કપાસ, નીરણ વગેરે સંઘર્યા પછી જ ઉપજની બીજી વ્યવસ્થા કરવાની પ્રતિજ્ઞા લેવરાવી.

ગામમાં પૂર્વવત્ રેંટિયા ચાલુ થયા. મી. ઇન્દ્રવદન ત્રીવેદી બી. એ ના બદલે ઇંદુ તરવાડી કહેવડાવવામાં મને વધારે અભિમાન લાગતું.

આજે બાબુના તોફાનની રાવ લઇને જટાશંકર મહેતાજી પાછા મારી પાસે આવ્યા છે. દશ વર્ષની ઉંમરે પણ બાબુ પંદર વર્ષનો લાગે છે. ગમે તેવા પૂરમાં તે ખાબકતાં થડકતો નથી. બાબુ પણ એના વતનને યાદ કરે એવો નાદ એને લાગ્યો છે.

ખરેખર સર્જનહારે સૃષ્ટિ સરજીને તેમાં ત્રણે તત્વો મીલાવી દીધાં છે; કુદરત, માનવતા અને પ્રભુતા એ ત્રણેનો સંયોગ એટલે જ સાચું જીવન ! એ કયા ખોળે પામશો ?

# ફુઆનો સંસાર

'હ્યો મધ, લ્યો સોખું મ...અ...ધ !'

'એ...મધવાળી આંહીં આવજે.'

'એ આવી બા. લ્યો મ...ધ સોખું મ...અ...ધ !'ની બૂમો પાડતી રતની વાઘરણે સૂંડલો નીચે ઉતાર્યો. ઠીકરાના એક પાટિયાનાં ગળે લુગડું બાંધેલ હતું એ છોડયું. અંદર મધ ભર્યું હતું ને તેમાં મધપૂડાનું ખોખું તરતું હતું.

'એલી, આ મધપૂડો સાથે રાખ્યો છે?' ઝમકુ શેઠાણીએ પ્રશ્ન કર્યો.

'હા, બા એ વના વસવાસ ન આવે ને ?'

'હવે એ તો ઠીક ભૂંડી. આ...તો સૂકો મધપૂડો ગોતીને અંદર મૂકયો છે. અમે તમારી કરામત કાંઇ નથી જાણતા ?'

'બા, એ તો હું કઉ છું કે અમ પર કોઇને વસવાસ નંઇ, બાકી શેઠિયા લોકો ઉપર નીચે હારું ઘી રાખી વસમાં ઓલું વનસપતિનું ભરે તો ય....હં...એ તો એમ જ હાલે બા.'

'માળી ભારે ડાયલી. હં, પણ શું ભાવ રાખ્યો છે ?'

'ત્રણ શેર.'

'ત્રણ શે....ર !' ઝમકુ શેઠાણી જરા લટકો કરતાં બોલ્યાં. સાધારણ બોલ ઉપરથી સમજી જનાર રતની વાઘરણે આટલામાંથી પણ કાંઇક અર્થ કાઢી લીધો. એટલે તે બેદરકારી બતાવતા બોલીઃ

'શેઠાણી બા ! એક જ ભાવ. લેવું હોય તો લો નહિતર હું જા છ.'

'હવે બેસને બુંડી. મધ તો જાણે સારૂં છે...પ...ણ....'

'પ...ણ......?' રતનીએ સમજીબુઝીને સામો પ્રશ્ન કર્યો.

'તું એકલું મધ જ વેચી જાણે છે કે બીજું કાંઈ...' શેઠાણી આગળ જીભેથી ન બોલતાં આંખોથી વાત કરવા લાગ્યા. રતની એટલામાં બધું સમજી ગઇ.

'એમાં મુંઝાવશો શીદ ! બેન કાંઇ માંદા છે ?'

'હા, બેનનો મંદવાડ મટાડીશ !'

'તે મેં ક્યાં ના પાડી સે ?'

'બસ ત્યારે.' કહી ઝમકુ શેઠાણીએ અડધો શેર મધ તોળાવ્યું.

'હં, બા, પ......ણ...'

'વળી શું છે ?'

'આ ગામમાં જાઉં સું તે કાંઇક લેતી જાઉં.'

'હા, હા; લે,' કહીને ઝમકુ શેઠાણીએ તેમના પોલકાના ખિસ્સામાંથી બે રૂપિયા કાઢીને આપ્યા.

'હં, પણ જોજે અમારી આબ...'

'બા, એટલું તો અમે જાણીએ, હં, પણ બેન ભણતાં ભણતાં જ બીજા ભણતરે...

'હવે રે' ડાયલી...' શેઠાણી કૃતિમ ગુસ્સો કરતાં બોલ્યા.

'લ્યો, કાંઇ નઇ બા.' રતનીએ મધનો પાટિયો ઉપાડયો ને 'લ્યો મ...ધ...ધ, તાજું મ...અ....ધ' સાદ મારતી ચાલી ગઈ.



'એ લ્યો, પાંચહો સે.' રતનીએ બીડી–પાનવાળા બલુભાઇની દુકાને જઇને કરંડી મૂકી.

'બસ ! આજ કેમ આટલી જ રતની ?'

'આજ જરા કામમાં હતી.'

'હં, સમજ્યા. કાનીઓ તો નો'તો કનડતો ને ?'

'ધણી છે. કનડે ય તે. એમાં તારે શું મારા ભાઇ.'

'હેં રતની, કાનીઆને તું મોઇને આવી તે એનામાં શું ગુણ દેખ્યા' તા ?'

'એ તમે ન સમજો.'

'ના ના, તો ય પણ...' પાનવાળો લહેરે ચડયો. ત્યાં બેઠેલ બેચાર જુવાનીઆઓ પણ જરા ગેલમાં આવ્યા ને તેમાંથી એક બોલ્યો:

'હેં બલુભાઇ, કાનીઓ તે કેવો છે ? આપણાથી તો કાંઇ...'

'એ તમે તો બધા એ મરદ પાંહે અળસિયા...અળસિયા. આ રતની અમથી નો મોએ. હં ! હવે બલુભાઇ, તમારે જરદો આપવો હોય તો આપો નહિતર હું જા છ.'

'હવે ઘડીક રે'ને ભૂંડા, આપું છું.'

'ના ભાઈ, મારે કામ સે.' કહી રતનીએ ચાલવા માંડ્યું.

'લે—લે. આપું છું.' કહી બાબુભાઈ પાનવાળે સૂકા આપ્યો. એક દોરાની દડી તેના ખાતે માંડીને આપી. પાન તો રતની સવારે જ પલાળવા લઈ ગઈ હતી એટલે પાનવાળો બોલ્યો :

'છે વાઘરણ પણ મરદ છે હં! તેનું નામ લેવું ને નાગણ છંછેડવી બેય બરાબર.'

'એ...મ ?'

'તારે શું! એનો ધણી કાનીઓ તો દારૂડિયો ને જુગારી છે. આજ બધું રળીને ખવરાવે છે. પણ બેયમાં હેતપ્રીત! વા ભાઈ વા!' પાનવાળો બોલી ઊઠયો.



'રતન, એ...રતન!' કૂવા પાસે ઊભી કાનીએ સાદ માર્યો.

'શું છે? બોકાહા પાડસ તે!' રતની રોટલો તાવડીમાં નાખીને બહાર આવી.

'આ સે ને તે આ...આ....જ તો તમારે...બા...રે...'

'રોયા આજેય પીને આવ્યો સું ને?'

'ના...ના...ના...'

'ની–ની! તારી જીભ થોથરાય છે ને આ મોંમાંથી બોહસુટે સે એ હું નથી જોતી!'

'તારા હ...મ...'

'મારા હમ ખોટા ખાવા ને? હું મરી જઈશ તો...'

'એય હવે રે! તું શું કરવા મર? મારું રતન એમ...'

'હવે કૂબામાં આવ, ભલો થઇ. બા'ર ઊભો ઊભો રાળસ તે.' કહી રતની એને કૂબામાં લઇ ગઇ.

'કાના, કાલ મારા હમ ખાધા'તા તો ય આજ પીધો ને ?' રતનીએ તેને નીચે બેસાડીને પ્રશ્ન કર્યો.

'પીઠા પાસેથી નીકળ્યો ને ન રેવાણું.'

'મર મૂઆ. મારા હમથી એ...'

'એ ન બોલ. રતની હવે જો હું પીવું તો તારો જોડો ને મારૂં મોં, બસ !' આવા તો કેટલીએ વખત કાનીઆએ સમ ખાધેલા અને લીધેલા પણ કાનાભાઇ તો એના એ જ રહેલા. રતની એ જાણતી. બન્ને જુવાન હતા. કાનીઓ પીએ ત્યારે જ રાંક બની જતો. બાકી એ દુશ્મનની છાતી ફાડી નાખે તેવો બંકો જુવાન હતો. રતની અને કાનીઆનું લગ્ન એ પ્રેમલગ્ન હતું. રતન કાનીઆને મોહીને આવી હતી. આ વાત ગામના બધા જાણતા હતા. અને એ મોહ કાનીઆની આટલી ઉફાંદ છતાં રતનના દિલે કાયમ રહ્યો હતો. એમાં વિક્ષેપ પાડવા આવનાર એક બે ઊજળિયાત યુવાનોને એણે એવો બોધપાઠ આપેલો કે રતનીને તે દિ'થી 'નબળું વરણ'નો ઊજળિયાત વર્ગે ઇલકાબ આપી દીધો. ને એ વધારે સલામતી બની ગઇ.

રતનીની જુવાનીનું રૂપ કાંઈ જેવું તેવું ન હતું. એટલે જ હલકા વરણની મશ્કરી કરવાનો પોતાને પરવાનો છે સમજનાર ઊંચ વરણના ઊંચ વરણાગીઆઓ આંખો નચવતા, પણ રતનીની કડકાઇ એથી આગળ એમને વધવા ન દેતી.

રતનીનો સંબંધ ઘણા ખરા ઊંચ કુટુંબોની સ્ત્રીઓ સાથે હતો. કેમ ? એ પ્રશ્ન ઘણાને ઊઠતો પણ 'જીભે મીઠી છે–મળતાવડી છે એટલે હોય,' એમ મનનું સમાધાન થઇ જતું. અરે, કરવું પડતું.



'કાના, લે ઊઠ હવે રોટલો થઇ જીયો સે. ખાઇ લે.' રતનીને તાવડીમાં નાખેલ રોટલો સાંભર્યો. કાને ઊઠીને હાથ ધોયા ને બન્ને જમવા બેઠા. જમીને કાનો હાથ લૂછતો હતો ત્યાં દોરીએ ટીંગાડેલ રતનીનો કબજો પવનથી નીચે પડયો ને તેમાંથી બે રૂપિયા બહાર ખણુ...ણુ....ણુ કરતા દડી પડયા,

'આ...લે કર વાત. રતની, આજે તો મેં તારી પાંહેથી રુપિયો માગવાનો જ વિસાર કરેલ.'

'શું કરવા રોયા, કાળો અધરમ આ પેટ ભરવા કરવો પડે છે એ તને ખબર સે ?'

'પણ આ કયાં...'

'એક શેઠાણી...'

'હં. હં. તું તો વૈદું કર, બીડી વાળ, પસી...પસી હું લે'ર ન કરું ?' કાનીઆએ પત્ની પાસે લાડ કર્યા.

'તું તો વૈદું કર' આ શબ્દો રતનીના જીગર-વ્રણ પર લૂણ માફક પડયા. એ વૈદું એનાં જીગરમાં કેવી કાળી બળતરા જગાડતું એ કાનીઓ કયાંથી જાણે ? રતની ભલે વાઘરણ હતી પણ કુદરતે તેને સ્રીત્વ તો બક્ષ્યું જ હતું ને ?

'હં. પણ તારે રુપિયો શું કરવો સે ?' રતની કાનીઆને આનંદમાં જોઇને મુખ પર આનંદ લાવતી બોલી.

'અરે એક આપને તો પાંચ કરી લાવું.'

'તે રોયા, તું જુગાર પણ રમસ ! એ કાના, આ મારા સામું જો. તને કાંઇ શરમ નથી આવતી ? એ આ અત્યારે તો ઠીક સે પણ છોકરાસૈયા થશે તે દી' તને વહમું લાગશે હં ! હવે હું જો તને વા'લી હું તો તું દરરોજ મિલમાં જતો જા. એક દી' જા ને

બે દહાડા ન જા એ ક્યાં સુધી હાલશે ? અને...દારૂ તો પીવો જ, ખરૂં ને ?'

'એ એ બધું હાસું. પણ જો હું તને વા'લો હું તો મને અતારે એક રૂપિયો આપ.' કાનીઆનું ચિત્ત અત્યારે એની જુગારી ટોળકીમાં ભમતું હતું.

'જુગાર રમવા તો નઈ...નઈ...ને નઈ.'

'પણ નઈ રમું.'

ખા મારાં હ...'

'તું આગળ બોલ તો મને વાઢી ખા.' કાનીઆને રતનીના સમ ખાતાં મોત વહાલું લાગતું. એ હેતપ્રીત સુંવાળો સમાજ નહિ સમજી શકે.

'કાના, નઈ રમને?'

'ના.' રતનીને કાનાના આ જવાબમાં વિશ્વાસ ન હતો પણ એ પ્રેમાળ પત્ની કાનાને નિરાશ કરવા તૈયાર ન હતી. તેને હૃદયે વિશ્વાસ હતો કે ઉતાવળે આંબા ન પાકે. પ્રેમથી તો દુનિયા જીતાય છે. કાનો કેમ નહિ જીતાય ? તેણે એક રૂપિયો કાનીઆને આપ્યો. કાને તેને બાથમાં ભીંસી પ્રેમની મહોર જેવું ચુંબન ચોડી બહાર નીકળી ગયો. રતની એ પ્રેમાળ ચુંબનના ઘેનથી ઘડીભર થંભી ગઈ અને પછી–

'રાસ રમંતા મારી નથડી ખોવાણી,
નાગર નંદજીના લાલ–કાના જડી હોય આલ
રાસ રમંતા મારી......'

ગાતીગાતી કામે લાગી ગઈ.

# અગન પછેડો

**આ**કાશના આરા સાવ સાફ હતાં. ક્યાં ય અભ્રોના દળ દેખાતા ન હતા. સંધ્યા સુંદરી તેના અવનવા સાજ બદલાવતી આકર્ષિ રહી હતી. આકર્ષણ ગજબનું હતું. તેમાંય મારા માટે તો એ અમૃત સમ જણાતું હતું.

જીવન ધમસાણથી આજે તો હું ખૂબ થાકયો હતો. ઘેર ક્યાં ય ચેન નહોતું પડતું. પિતાજી આજે આખા ઘર ઉપર ગુસ્સે થયા હતા. દુકાનની દાઝ આજે ઘેર ઠલવતા દેખાતા હતા.

'રજની તારે હવે વહેવારૂ બનવું જોઇએ.'

'કેમ બાપુજી શું છે ?'

'આજે દુકાને બેસી તેં કેવો કાણો વાટો વાળ્યો તે તું જાણે છે ?'

આ પ્રશ્નની અસંગતતા મને મૂંઝવી રહી. મેં દુકાને બેસી એવું કાંઇ ખાસ નહોતું કરેલ કે પિતાજીને ગુસ્સે થવું પડે.

'દુકાને મેં શું કર્યું ? મને યાદ નથી ?'

'તારે યાદ શા માટે રાખવું પડે ? પેલા અભેસંગના ઘેર તેં કેટલા દાણા મોકલાવ્યા ?'

'પાંચ મણ, કેમ તેનું શું છે ? પૈસા આપી દેશે.'

'શું શું છે ! પૈસા કોણ આપશે તારો ભા !' બાપુએ ઉગ્ર બની ઉદ્‌ગાર કાઢ્યા. તેમને વીસ વર્ષના ને બી. એ.નો અભ્યાસ કરતા પુત્રને તુચ્છકારતાં જરાય આંચકો ન લાગ્યો. મને લાગી આવ્યું પણ હું મૂળથી જ આમાન્યામાં રહેનાર હતો. અલબત્ત તે આમાન્યા ઘણી વખત મને અકળાવી મૂકતી પણ તે વખતે ય મોઢામાંથી શબ્દ નહોતો સરતો.

'પણ બાપુ, અભેસંગ ઠાકોરના તો સારા પ્રતાપ. તેના બાપુના કામદારોથી જ આજે આપણે ઉજળા છીએ. એનું અન્ન હજી તમારા દાંતમાં ભર્યું છે. અને....અને બાપુ, બાઇ, ખુદ આવેલ. શું કરગતા હતાં ઓહો...હો, અને તેના બાળકો કેવા ભૂખ્યા ટળવળતા હતા ! આતો અભેસંગના ઘેરથી હતા પણ આ સ્થિતિમાં જો કોઇ બીજી બાઇને બાળકો આવ્યા હોત તો પણ હું તેને જરૂર દાણા આપત !' મેં જરા ઉગ્ર બની જવાબ આપ્યો.

'એ સિદ્ધની પૂછડી ! એ દારૂડીયાની વળી દયા કેવી ? એ તો એજ લાગના હોય. એમની પાસે ખાવા ધાન ને પહેરવાં લૂગડાં નથી રહ્યાં એનું કારણ જાણે છે ?'

'દારુ અને રંડીબાજી.'

'અને...અને છતાંય તને દયા આવી ?'

'હા એક તો કારણ એ કે એના છોકરાઓ ને બાઇ દારૂથી દૂર છે-નિર્દોષ છે. એમને સમાજે તારાજ થતાં બચાવવા જોઇએ. બીજું

કારણુ એ કે એની આ સ્થિતિનો જવાબદાર સમાજ છે. મોટા ભાગે તમે અને તમારા જેવા છે.'

'હું...હું...! તું પુત્ર છું કે કોઇ કમ...' બાપુ આગળ ન બોલ્યા. તેઓ ખમચાઇ ગયા. પણ મેં તો આગળ ઝીંકયે રાખ્યું.

'તમો આજે જમીનદાર છો એ જમીન કોની છે? તમો આજે હજારોની ઊથલપાથલ કરો છો એવી શ્રીમંતાઈ કોના પ્રતાપે આવી? જમીન મંડાવા આવનાર અભેસંગને તમોએ કોઈ વખત પણ પૂછેલ કે આ બધા પૈસાનું શું કરો છો? જમીન અને ઘરાણાં કેમ કાઢવાં માંડયાં છે?'

'શા માટે પૂછું? પાવો પાવાના પાપે જાય છે. દિકરા હજી તું દુનિયાના રંગથી અજાણુ છું. તારે હજી ઘણું સમજવાનું બાકી છે. આ દૂધચોખા ને કૉલેજના ભણતરો કાંઇ રેઢા નથી પડયા. સાચુકલાઇ આદરી હોત તો તો કયાંય ઢેફા ભાંગતા હોત.'

બાપુની આ ફિલસુફી મને ગમી નહિ. પણ એ એક રીતે સાચીયે હતી. 'પાવો પાવાના પાપે જાય' એ કહેતી સમજવા જેવી તો ખરી જ.

જે માનવીઓ જન્મથી જ કંગાળ હોય છે, એમની કંગાલિયત તો સ્વાભાવિક ગણાય. પણ જે જન્મથી જ સાધનસંપન્ન અને શ્રીમંત હોય છે છતાં તેમના દુરાચારોના અંગે કંગાળ બની જાય છે તે તો કંગાલિયત વહોરે જ છે ને? હોવી અને વહોરવી બેમાં કેટલો ફેર છે?

અભેસંગના બાપુ ભાવુભાના અવસાન પછી મારા પિતાશ્રીએ તેમનું કામદારૂં છોડી દીધેલ. અભેસંગ ફક્કડ યુવાન હતા. તેમનું ચંદ્રમાં સરીખુંકુ રૂપાળું ગોરૂં મુખ અને સ્નાયુબદ્ધ અવયવો ગામનું આકર્ષણ હતા. તેમને બધા 'કુમાર'ના સંબોધને બોલાવતા.

ભાવુભાના અવસાન કાળે તેઓ આ યુવાનના હાથમાં વીસ સાંતીની જમીન ને ચૌદેક હજારની રોકડ તથા ઝવેરાત મૂકી ગયેલા. ચંચળ લક્ષ્મી યુવાનના હાથે ચડી !

ટાંપી રહેલ માખીઓએ મધપુડો મધ ભરપૂર દેખ્યો. યુવાન ફરતું ખુશામતિયાઓનું ચક્કર રચાઇ ગયું. જલસા જામવા લાગ્યા. ' રંગ રે રંગ ' કરતાં દારૂની પ્યાલીઓ પણ ઊડવા લાગી. ' બાપુ હજુર ' એજ શબ્દો ને હજારોનાં આંધણ અભેસંગ મૂકવા લાગ્યા.

મોટા ભાગે દારૂ પાછળ વેશ્યા ઊભી જ હોય છે. કારણ કે દારૂડીએ મર્યાદા છોડી હોય છે. એને ઘરની શરમાળ અવે સંયમશીલ પત્નીની રીઝાવટ રૂચતી નથી–એ એનાથી સંતોષાતો નથી. એને જોઇએ છે ઉઘાડી, શીલરહીત મર્યાદાહીન મોજ ! એ બીજે કયાં મળે ?

રોકડ, જવાહીર ને જમીનને પગ ફૂટયા. બેકદર અભેસંગથી તેમને કંટાળો ઉપજ્યો. મારા બાપુએ તક સાધી; બીજા ગીધડાઓએ પણ ચાંચો તૈયાર કરી.

દશ વર્ષ પછી અભેસંગ ઠોલાઇ ગયા. ગીધડાઓની ચાંચોએ છેલ્લો માંસ લોચો [ રહેવાનું મકાન ] પણ ઉઠાવી લીધો. તે ઉપર આજે અમારી ત્રણ માળની હવેલી ઊભી છે.

ચંદ્રમા સરખા તેના મુખનું તેજ આજે ભૈરવનો ભરખ બની ગયું છે. તેની યુવાનીનું આજે અસ્તીત્વ જ નથી. પગ માંડતા ય તેના પગ ધ્રૂજે છે. છતાં દારુનો દૈત્ય આજે ય તેને છોડતો નથી. તેને એક પ્યાલી સવારે ને એક પ્યાલી સાંજે દારૂની જોઇએ જ. મિત્રહીન, ત્યજાએલ માનવી માફક એક ગામડાંનાં ઘરનાં ખૂણે એ એનું જીવન વિતાવે છે.

અને......અને એક વખતની રાણી આજે પેલા ઉછૃંખલ કુમાર

માટે ભીખ માગે છે. તેના પાપે આજ ભીખારણ બની છે. એની આંખોમાં જે અફાટ દર્દ ઉભરાય છે તે મને તો શું પણ તમારા કાળમીંઢ જેવા હૃદયને પણ પીગળાવી દે. ફક્ત નથી પીગળાવતી પેલા કામદારોને ને આમ વણિકોને !

મને પિતાજી સાથે વધારે ચર્ચામાં ઊતરવું મુનાસબ ન લાગ્યું. આવું તો ઘણી વખત બનતું. આ તો એક દારૂડીયા તાલુકદાર પર પિતાનો પંજો પડયો હતો પણ મારા બાપુના ચોપડે ને મારી જીવન કિતાબના પાને આથીએ વિશેષ કરૂણ કિસ્સાઓ ખેડૂતોના હતા એ હું ક્યાં વર્ણવવા બેસું ?

હું સાચું કહું છું કે પિતાનો આ વ્યવહાર મને વિહ્વળ બનાવતો હતો પણ મોટા શહેરની પેલી મોટી કૉલેજ, ખાદીના પણ સુંદર શૂટો, મનોહર સોસાયટીઓ ને બીજા વિધવિધ ખર્ચો એ બધું પિતાના આ ચોપડાને જ આભારી હતું. એ છોડવા જેટલો હું સબળ નહોતો. મારી નિર્બળતા નીચે સબળતા ઢંકાઈ ગઇ હતી. જેમ સબળ અને સુંદર અભેસંગની યુવાની દારૂ નીચે દટાઈ ગઇ હતી !

પિતા તો બબડતાજ રહ્યા ને તેમને છોડી હું બારીએ આવ્યો. સંધ્યા રાણીના આકર્ષક ભાવો ભાળ્યા ને હું ફરવા નીકળી પડયો.

મારી આજે વિષમ સ્થિતિ હતી. મને વિચારોએ ઘેરી લીધો હતો. હું આઘે ને આઘે ચાલ્યો જ જતો હતો. ત્યાં મને સાદ સંભળાયો.

'રજનીભાઇ, એ ભા...ઇ....'

હું અટકયો. વિચારો પણ થંભ્યા. પાછળ જોયું તો અમારી વાડીના સીંડે ઊભેલ એક યુવાન સાદ દેતો હતો. હું ત્યાં ગયો.

'ભાઇ સા'બ કોક દી' તો વાડીએ આવતા હો. મોટા શે'રમાં તો ગલતાન હોય પણ આંઈ આવો તા'રે તો ઘડીક બેસવા આવતા હો.'

જુવાન આકર્ષક હતો. તેનું ખડતલ ને ધીંગુ શરીર તેની શારિ-રીક શક્તિનું સીધું પ્રદર્શન હતું. તેના રતુંબડા મુખ ઉપર આછો મલકાટ મનોહર લાગતો હતો.

મને પણ દિલ બહેલાવવાની જ જરૂર હતી. મેં યુવાન સાથે હસીને વાતો કરવા માંડી. પછી એ મને વાડીમાં ઉગાડવામાં આવેલ ફૂલછોડ, ફળઝાડ વગેરે બતાવવા લાગ્યો. તેની વાવવાની રીત, વધારે પાક ઉતારવાના કીમિયા, સુંદર ફળો ઉતારવા માટે કેવા ખાતર પાણી ને જમીન જોઇએ તે સમજાવવા લાગ્યો. ખરેખર તે મને ખૂબ નિષ્ણાત લાગ્યો. આટલી ઉમરમાં એ કેવો પ્રવિણ બની ગયો હતો ?

'હેં, અરજણ તું ભણ્યો હોત તો ?'

'મારે ભણવું જ 'તું પાંસમી ગુજરાતી પસી મારા બાપા મને શે'રમાં અંગ્રેજી ભણવા મોકલવાના હતા પણ ત્યાં તો વરહ નબળા આવવા લાગ્યા. વેપારીઓના સોપડે સડયા, પછી તો ડૂલવા જ લાગ્યા. માંડ માંડ-પરાર વેલશી શેઠના ચોપડે સરભર કરાવ્યું ને બે વરસથી આ તમારી વાડી લીધી છે.'

કેટલો સરસ યુવાન ! બુદ્ધિ પણ કયાં કમ હતી ! છતાં ભણી ન શકયો. મારા ને મારા જેવા શિષ્ટ સમાજની નજરે બિચારો ખેડૂત ને રાંચો જ રહ્યો. આવા કેટકેટલા તેજસ્વી યુવાનો આજે આર્થિક અસમાનતાના વમળમાં અટવાઈ જીવનને બિચારું જ રાખતા હશે ?

મારા મનમાંથી બાપુ, પેલીબાઇ, અભેસંગ, દારૂ બધું જ ઘડીક અદૃષ્ય થઇ ગયું. હું આંખો મીંચી ખળખળ વહેતા ધોરિયા નજીકની ધ્રો ઉપર સૂતો. સૂતાં જ તંદ્રામાં પડી ગયો. એ તંદ્રામાંથી પડખે ધોરિયાના વહેતા પાણીના ખળખળ અવાજમાંથી જેમ કલ્પના

વિહારી કવિઓને કોઇ સંગીત સંભળાય છે તેમ મને ય એક સ્વર ધીમે ધીમે સંભળાવા લાગ્યો. ઘેરો બન્યો, ઓળખાયો. એ સ્વર હતો સવારે દાણા લેવા આવેલ દરબાર અભેસંગની બાઇનો—

'ઊંચેરો છે આભ, નીચે ધરતી ધણધણે,
કાગા વીરા આજ, હૈયું દુઃખે કણકણે.

એ....એ...રાણી પેટ અવતરી, રાજાણામાં વાસ...'

પણ...પણ...કિચૂડૂક...કિચૂડૂક કોસનો અવાજ સંભળાયો. હું તંદ્રામાંથી જાગી ગયો. 'અરે, એ બાઇ આંહીં કયાંથી?' મને પ્રશ્ન થયો. પણ તુરત જ ભ્રમણા ભાંગી ગઇ. કારણ કે કોસ હાંકતા હાંકતા પેલો યુવાન જ લહેરથી દુહા લલકારતો દેખાયો. છતાં પેલી બાઇના દર્દસ્વરે મારા પર જે અસર મૂકી હતી તેનો આ તો ભ્રમજ હતો.

'કાં ભાઈ, ઘડીક આરામ લેવો હતો ને?' પેલા યુવાને મને નજીક જોઇ પ્રશ્ન કર્યો. મેં કાંઈ જવાબ ન દીધો. થાળે બેસી મોઢું તથા હાથપગ ધોઇ સીધો ચાલી જ નીકળ્યો.

વિસરાયેલ બાઇનું મુખ પાછું આંખ સામે તરવરવા લાગ્યું.

'ઓહો...હો, કેટલું તેની આંખમાં દર્દ! મેં દાણા આપવામાં કાંઇ જ ખોટું નથી કર્યું! પિતાનો ઠપકો તો શું પણ થપ્પડે ય આ સુખી સ્મરણ પાસે જરાય દુઃખકર ન બને! મનને ખૂબ સાતા મળી.



ત્રીજા દિવસની સવાર હતી. દાતણ મોઢામાં લઈ હું મારો સામાન ગોતી ગોતીને એકઠો કરતો હતો. બપોરની ટ્રેઇનમાં જવાનું મેં નક્કી કર્યું હતું.

'બેટા રજની, દાતણુ કાઢી લે. આ થઇ ગયો છે.'

બાએ અંદરથી સાદ કર્યો. હું બેગ બંધ કરી ઓટે દાતણુ કાઢવા બેઠો હતો ત્યાં એક ગામડિયા જેવો માણસ જરા ગભરાયેલ સ્થિતિમાં ખડકી અંદર આવ્યો.

'શેઠ છે ?' તેણે મને જોઇ પ્રશ્ન કર્યો.

'કાં શું કામ છે ?' મને લાગ્યું કે કંઇક પૈસા બૈસા લેવા આવ્યો હશે.

'પણુ છે કે નહિ ?'

'છે, અંદર પૂજામાં બેઠા છે.'

'ઠીક' કહી એ બેઠો ને બોલ્યો 'માળે ભારે કરી !'

'શું ! કોણે ભારે કરી !' મેં સ્વાભાવિક પ્રશ્ન કર્યો.

'અરે પેલા અભેસંગે.' નામ સાંભળતાં જ મારી કુતુહલ વૃત્તિએ વધારે જોર પકડયું.

'અભેસંગ ! અભેસંગે શું કર્યું ?'

'અરે, એ દારૂડીયાએ તો દાટ વાળ્યો '

'પણુ કાંઇ કહીશ કે નહિ ?'

'બાઇ, સળગી મરી. જગદમ્બાનો અવતાર ! પણુ.....'

'હેં...હેં...!' હું અદ્ધવચ્ચે જ આશ્ચર્યથી રાડ પાડી ઊઠયો. રાડ સાંભળી બાપુ અંદરથી દોડી આવ્યા. તેમણે પણુ વાત સાંભળી.

'નિર્દોષ બિચારી ! અરે, પ્રભુ... !' સાચે સાચ બાપુએ દિલથી આ શબ્દો ઉચ્ચાર્યા હતા. તેમને અભેસંગ તરફના તિરસ્કારના અંગેજ તેના કુટુંબ તરફ ઘૃણા હતી. બાકી બાઇ માટે તો તેમને માન હતું.

'પણુ આ બન્યું કેમ ?'

'વાત એમ બની કે પાંચેક મણ દાણા બાઈ લઈ આવેલા. અભેસંગે એમાંથી એક મણ ઉપાડયા ને વેચી આવ્યો. પૈસા હાથમાં પડતાં જ ખૂબ દારુ ઢીંચ્યો. રાત્રે બેફામ બની ઘેર આવ્યો. આવતાં જ તેણે બાઈને પૂછ્યું.

'આ દાણા કયાંથી લાવી ?'

'વેપારીને ત્યાંથી.'

'પૈસા તો ન હતા. મફત આપ્યા ?'

'એ તો ભરી દેશું એનું અત્યારે શું છે ?'

'એ...મ, રાં...રાંડ વેશ્યા, હું તને ઓળખું છું. તને હવે હું નથી ગમતો ખરૂં ને ? પણ હું ગરાશીઓ...'

'શુ...શું તમે શું કીધું ? હું વેશ્યા' બાજના પંજામાં ઝપડાએલ કોઈ પંખીણી માફક બાઈ ચીસ પાડી ઊઠી.

'તું...તું સાડી સત્તર...'

'ઓહ...ઓહ...હે પ્રભુ...' બાઈ હિંમત હારી ઢગલો થઈ પડી. દુનિયાના બધા ઝંઝાવતો સામે ટકી રહી હતી પણ આજે એના મર્મસ્થાન ઉપરનો ઘા અસહ્ય થયો. અને...અને એ ઘા મારનાર ખુદ ધણી હતો. જેના માટે એ મલાજો છોડી, માગવા નીકળતી. જેના પાપે એ રાણી મટી ભીખારણ બની હતી.'

'પછી...પછી...'

'પછી શું એ તો ક્રોધનો માર્યો બહાર ચાલ્યો ગયો. બાઈએ ઘર બંધ કર્યું. પાયેક કલાક ને કપડાં બળવાની સખત ગંધ મને આવી. અમારા બન્ને ઘર વચ્ચે એક જ પછીત છે. એટલે બન્ને વચ્ચેનો ચણભણાટ મેં સાંભળેલ. મને શંકા ગઈ. હું ઊઠી તેના ઘરના બારણે આવ્યો. બારણું હતું. બંધ. વાસ વધતી ગઈ. કપડાંની

સાથે ચામડું બળવાની પણ વાસ આવવા લાગી. અંદરથી ધીમે ધીમે ઊંહ...ઊંહ સિવાય જરાય અવાજ નહોતો આવતો.'

'એ રાજુબા, રાજુબા ઉઘાડો...' મેં સાદ માર્યો. જવાબ કાંઇ ન મળ્યો. હું દોડયો, એક બે બીજા જણને બોલાવી લાવ્યો. બારણાં ખેડવી અમે અંદર ઘૂસ્યા. 'ઓહ....શું શું ભયંકર...' કહી પેલા માણસે આંખે હાથ દીધા.

'બાઇ ભડભડ બળતા હતા. દૂર જ એક દીકરી ને દીકરો સૂતાં હતાં. ભોળા બાળકો મા વિહોણા બનતા હતા. એ જ ફક્ત એ જ દુઃખ રાજુબાઇની આંખમાં દેખાતું હતું. બળતી બાઇની નજર એ બાલુડાં ઉપર સ્થીર હતી. બાકી એ બહાદુર ગરાસણી જરાય દિલને ચોર્યા વગર અગન પછેડામાં ઢંકાઇ બેઠી હતી. અમે ચસકા કર્યા, માણસો ભેગા થઇ ગયા. બાઇ પર ધૂળ નાખી નાખી હોલવી. એક જણ દોડયો. અભેસંગને પકડી લાવ્યો.

'એ અભાગ્યા, જો...જો' હું એટલું જ બોલી શકયો. તેનો નશો ઊતરી ગયો હતો. માથે હાથ દઇ તે ઢગલો થઇ નીચે પડયો. ધમાધમમાં બાળકો જાગી ઊઠયાં. ને તે પછી એ ભાઇ, શું કહું ! અભેસંગ ઊઠયો, ગાંડા માફક કોઇ ઝોડવાએલ હોય તેમ બાઇને વળગી પડયો 'રાજુ, મારી રા...જુ...મા...મા....રી...રા...' નહિ નહિ, વધારે નહિ કહી શકું...'વાત અટકી પડી. પેલો માણસ ધ્રુસકા ભરવા લાગ્યો. મારી આંખોમાં શ્રાવણ ભાદરવાની હેલી ચડી.

'તે હવે શું છે ?' છેવટે બાપુએ પ્રશ્ન કર્યો.

'ખાપણ ને વસ્ત્ર, છાણાં ને લાકડાં જોશે ને ?'

તરત જ બાપુએ દશ રુપિયાની નોટ પેલાના હાથમાં મૂકીને તેઓ ઘરમાં ચાલ્યા ગયા. મને લાગ્યું કે એ રીઢું હૃદય પણ આઘાત પામ્યું છે ખરૂં !

હું રહી ન શક્યો. મેં તેની સાથે જવા માંડયું. એ જોઇ બા બોલ્યા 'રજની, આજ તારે જવાનું છે. ન જઇશ'

'મારે નથી જવું !' કહી હું પેલા માણસ સાથે ચાલી નીકળ્યો. પેલા માણુસે ખાપણુ, વસ્ત્ર વગેરે લઇ લીધું.

અમે પહોંચ્યા ત્યારે પોલીસ તપાસ થઇ ગઇ હતી. બાઇએ છેલ્લા ડચકે પણુ મરતી વખતની જુબાનીમાં જણાવ્યું; 'દીવી પર દીવો મુકી સૂઇ ગઇ. ઊંઘમાં દીવીને પગ અથડાયો. દીવો પડયો. સળગી ઊઠી.'

અભેસંગ બન્ને બાળકોને છાતી સરસાં ચાંપી બેઠો હતો. તેની આંખમાં ન કહેવાય ન સહેવાય તેવી વેદના ભરી હતી. આંસુ એ વેદનાની આગમાં સૂકાઇ ગયાં હતાં.

'અણુભા, રજનીભાઈ આવ્યા' પેલાએ અભેસંગનું ધ્યાન મારા તરફ ખેંચ્યું.

'આવો, બધા આવો...આ.... આ પાપી...' તે ફાટી આંખે જોઇ રહ્યો પણુ વધુ બોલ્યો નહિ.

અમે બધું તૈયાર કરી બાઇને સ્મશાન ઉપાડી. ચિતા ખડકી સુવાડી. અગ્નીદાહ અભેસંગે જ આપ્યો. ને પછી...પછી એની કાયા સ્થીર ન રહી. એ નીચે આળોટી પડયો. પોકે પોક મૂકી દિશાઓને પણુ રડાવવા લાગ્યો. એ રૂદન...! કલ્પી શકો છો કેટલું કરુણુ કેટલું-ભેંકાર હશે ?

મેં તેને ઉઠાડયો. મારી પાસે લાવ્યો. જરા આશ્વાસન આપ્યું.

'અભેસંગ, ભારે ખોટું થયું !'

સાંભળી તેણે કપાળે હાથ પછાડયા. ને બોલ્યો 'કિસ્મત.' મને તેનો 'કિસ્મત' શબ્દ સાંભળી એને સ્મશાનમાં પણુ લાત મારવાનું દિલ થઇ આવ્યું.

હું ઘેર આવ્યો. બાપુ ઘેર જ હતા. તેઓ હજી મારી રાહ જોતા જમ્યા ન હતા.

'ચાલ રજની, જમી લઇએ.'

'મારે નથી જમવું.' મને આજે અન્ન ગળે ઊતરે તેમ ન હતું.

'અરે એમ તે થાય. દુનિયા આખીનાં દુઃખ આપણે ક્યાં માથે લઇએ ?'

'એ ખરૂં પણ મને બહુ દુઃખ થાય છે. પેલા પાંચ મણ દાણાને બદલે પાંચ શેર જ આપ્યા હોત તો આમ બનત ?'

'હશે થયું તે થયું. ચાલ.'

'મારે જમવું તો નથી જ.' તે દિવસે બાપુ પણ ન જમ્યા. બીજે દિવસે જ હું ત્યાંથી નીકળી ગયો. ગાડીમાં પણ એક જ પ્રશ્ન અકળાવતો હતો કે 'દાણા આપ્યા તે મેં સારું કર્યું કે ખરાબ ?'



બીજી રજાઓમાં હું ઘેર આવ્યો. શહેરના તાજા રંગરાગની હજુ મારામાં પૂરેપૂરી અસર હતી. હું બીજે દિવસે સવારમાં દાતણ લઇ બેઠો હતો. સામે જ એક કેડથી વળી ગયેલ, વીસ દહાડાનું દાઢું ચડેલ લઘર વઘર લૂગડાંમાં વિંટળાઈ સૂકાયેલ બાવળના ઠૂંઠા જેવો માનવી હાથમાં કૂહાડો લઈ 'હીસો....હીસો' કરી લાકડા કાપતો હતો. સવારનો વખત છતાં પરસેવે રેબઝેબ હતો.

'આયે ગજબ કરે છે હં, રમુ.' પડખે બેઠેલ બહેનને મેં કહ્યું.'

'પણ ભાઇ, તમે એને ઓળખ્યોને ?'

'ના.'

'આ આપણા મકાન છે એ જમીનનો ધણી. વીસ સાંતીનો તો એ ગરાસીયો હતો પણ...'

'અભેસંગતો નહિ ?' મેં વચમાંજ પ્રશ્ન કર્યો

'એ જ.'

મને બધી વાત તાજી થઇ. હું તેની પાસે ગયો. મને જોતાં જ તે શરમાઇને ઊભો રહ્યો.

'ક્યાં અભુભા, હવે....'

'ભાઇ, છોકરાં મોટાં કરૂં છું. દારુ હરામ કર્યો છે. પરસેવાનો રોટલો બહુ મીઠો લાગે છે. ફક્ત ઊણપ રહે છે એ...એ રાજુ... તે ગળગળો થઇ ગયો. મેં તેને આશ્વાસન આપ્યું સાથે ખુશ ખબર પણ આપ્યા કે હવે આપણી સરકાર તરફથી દારુબંધી થવાની છે.'

'એ...મ ! ભલું થશે ભાઇ, ભલું થશે. કંઇકના સંસાર સળગાવતો એ અગન પછેડો જશે તો.' કહી તેણે પાછો કુહાડો લીધો 'હું...હા...હું...હા...' અવાજ સાથે લાકડાના ફાડા ફડાફડ ઊડવા લાગ્યા. 'અગન પછેડો...હા...હા. અગન પછેડો જ ને !' હું બબડતો બબડતો દાતણ કાઢવા પાછો ઓટે બેઠો.

# ‘ રોયાના આવા ન્યા ! ’

‘ ઘોડી ભારે પાણીદાર ભાઇ !’ ભારો રબારી એના ખડતલ હાથે માંડ માંડ ઘોડીની લગામ પકડી શકતો હતો એ જોઇ પાસે બેસી ચા પીતો એક યુવાન બોલ્યો. ભારો આજે સવારે હટાણું કરવા માટે રામનગરમાં આવ્યો હતો. એ આવી રીતે ઘણી વખત આવતો અને આવતો ત્યારે સ્ટેશન પાસેની રામભરોસે હોટલમાં બહાર બેસી ચા તથા ગાંઠિયાનો નાસ્તો કરતો. પછી હટાણું કરી ચાલ્યો જતો.

‘ ભાઇ એના ત્રણહો રોકડા ગણી, આલ્યા સે. ચમ ન હોય. ’ ભારાએ સગર્વ પોતાની એ પ્રિય ઘોડી સામે નજર કરતા જવાબ આપ્યો.

‘ પણ ત્રણસો કુરબાન છે. તારે આપવી હોય તો ચારસો રોકડા ગણી આપું.’ ઘોડીના સોખીન યુવાને ભારા પાસે ખરા હૃદયથી માગણી મૂકી.

'ભઇ એતો મારૂં રતન સે. એને તો હુખડી ખવરાવી ખવરાવીને મોટી કરું સું. પેટની દીચરી જેવા એના જતન થાય સે. દીચરીના વેસાણુ કરવાનો અમારા વરણુમાં રિવાજ નઇ !' ભારે, ઘોડી તરફનો એનો પ્રેમ બતાવતા મરમ વાણી વાપરી.

'તારી વાત સાચી છે, પણુ ભલા માણુસ માથે દુષ્કાળ ઝઝુમે છે એ જાણે છે ને !'

'એ હું જાણું સું પણુ અમારૂં થહે એ એનું થહે. એક રોટલો મળશે તેમાં તેનો ય કટંબના માણુહ જેટલો જ ભાગ રેશે.'



'ભોં...ભોં...ભોં...' મોટરનું હોર્ન બોલ્યું. ઘોડી ભડકી. ભારાના હાથમાંથી કપ પડી ગયો. તેણે લગામ મજબૂત પકડી પણુ હોર્નનો અવાજ જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ ઘોડી ચારે પગે થઇ ઝપટા કરવા લાગી. મોટર સામેથી જ આવતી હતી. ભારાએ એક હાથે લગામ પકડી બીજો હાથ ઊંચો કરી હોર્ન ન વગાડવા સૂચવ્યું. આ જોઇ ડ્રાઇવિર અને અંદર બેઠેલ બધાને આ રોંચાની ગમ્મત કરવાનું સૂઝયું. ડ્રાઇવરે વધારે ને વધારે હોર્ન વગાડવા માંડયું. ઘોડી પણુ વધારે મસ્તીએ ચડી.

'એ ભાઈ ઘોડી ભડકે સે, બંધ કરો.' એમ ભારાએ સાદ કર્યો પણ એનું કોણુ સાંભળે ? એથી તો અંદર બેઠેલ વધારે ખીલ્યા !

મોટર નજીક આવી. હવે તો ઘોડીએ આંધળુકીયા કર્યા. તેણે એક ઝપટ દીધી ને લગામ તુટી. ઘોડી ભાગી. ભડકમાં ને ભડકમાં એ મોટર સાથે જ અફળાઇ. એક બાજુ મોટર પાછી પડી ગઈ, બીજી બાજુ ઘોડી ચક્કર ખાઇને નીચે ઢળી પડી. પડતા જ તેના પ્રાણુ ઊડી ગયા. ભારો દોડયો પણુ નકામું હતું. તેનું રતન રોળાઇ ગયું હતું.

આ અકસ્માત જોઇ પોલીસ પણ આવી પહોંચી. માણસોનું ટોળું જમા થઈ ગયું. મોટર સરખી કરી, અંદર બેઠેલ પો. ઇન્સ્પેક્ટરનો પુત્ર અને તેનો મિત્ર પણ અણધાર્યા અકસ્માતથી બેભાન બની ગયા હતા. ડ્રાઈવરના માથામાં થયેલ ફૂટથી લોહી વહેતું હતું. મશ્કરી આમ મોંઘી બની ગઇ.



'ભઇ ભા'બ પણ મેં તો રાડો પાડી, હાથ લાંબા કર્યા પણ હાંકનારે હાથે કરીને પોં...પોં...કર્યા 'કયું'.'

'પણ સા'લા...' કહીને ફોજદારે એક તમાચો ભારાને ચોડી દીધો.

ફોજદાર જેવા ચારને એક જ સપાટે ધરણી પર ઢાળી દે તેવા ભારે આ તમાચો સહી લીધો. ગામડાના એ ગમાર માનવીના દિલમાં પણ એક ભાન તો હતું જ કે આ તમાચો મારવાની આ બિચારાની ગુંજાશ નથી પણ એના બે હાથની અડખે પડખે સહસ્રાર્જુનની માફક સત્તાના સહસ્ર હાથો ઊગેલા છે.

'મોટરમાં કોણ હતું એ તને ભાન છે ?' ફોજદારે પડખે પડેલ સોટીને હાથમાં લેતા પ્રશ્ન કર્યો.

'ના સા'બ, પણ એમાં ગમે ઈ હોય. મેં કયાં ગનો કર્યો સે. મેં તો ધણી રાડો...' ફ...ડ દઇને ભારાને સોટી પડી.

'રાડો...રાડો. એ આ શહેરમાં ન ચાલે. સા'લા, એમાં તારા કાકા ઈન્સ્પેક્ટરના દીકરા બેઠા હતા.'

પોલીસ ખાતાની જીભે સરસ્વતી વહેતી હોય છે. પણ મેલડી સ્વરૂપે ! તેમાંથી જે મેલા શબ્દોની સરવાણી વહે છે તેથી કોઇક જ અજાણ હશે.

'સા'બ આતો ચોરી માથે શરજોરી જેવું થાય સે. મારી

ચારસો રૂપિયાની ઘોડી ફ....ટ દઈને ફાટી પડી એનું તો કોઈ કાંઈ બોલતું જ નથી. તોય ઠીક. પણ મેં કેટલુંય કહ્યું તોય પોં...પોં... બંધ ન કર્યું. એમાં કોનો વાંક ?'

'એ....ય વાંક વાળી, તારા કાકે ફોજદારી માંડી છે, મરી જઈશ !'

'તારે ભાઇ સા'બ તમે કો એમ.'

'જો તારે તું ગામના કોઇક વેપારીને લઇને આવ, નહિતર મરી જઈશ.'

ફોજદારે ભારાને બચાવનો રસ્તો સૂઝાડયો !

ભારાનું હટાણું તો કયાંય રહી ગયું. તેની રતન જેવી ઘોડી ફાટી પડયાનો શોક તો ક્યાંય સૂકાઇ ગયો. તે ગામમાં ગયો ને તેના ગામડામાં અવારનવાર માંડ છાંડ કરવા આવતા એક વેપારીને ગળે પડી ફોજદાર પાસે તેડી ગયો.



'શું કો છો ? બહો રૂપિયા !'

'હા. નહિતર હેરાન હેરાન થઇ જઇશ.'

'પણ મારે ચ્યાંથી કાઢવા ?'

'ગમે તેમ કર. અને......અને......પચાસ મારાય ગણવાના. આવી લપમાં તે કોણ પડે ?' વાણીએ વહટી આદરી.

'એ ભાઇસા'બ બધાએ મને ચૂંથી ખાવો છે કે શું ? મારો વાંક ગનો.......'

'ભારા, તારી પપૂડીનો અવાજ કોઇ નથી સાંભળવાનું ને નાહકનો કોરટુંના ધક્કા ખાઈ ખાઇને ઘસાઇ જઇશ. અને...અને પેલી જેલની કોટડીમાં જવાનું પણ નક્કી જ જાણજે. એ મોટર તો ઇન્સ્પેકટર

સા'બના દીકરાની ! સરકારી અમલદાર કે'વાય, ચીરી નાખશે. આ તો ફોજદાર સા'બને તારી દયા આવે છે એટલે જો આટલું થાય તો સા'બને સમજાવી દે.'

ભારો ઘડીભર વિચારમાં પડી ગયો. તેને તેના ઢોર, ઘર, ગામની સીમ એકદમ યાદ આવ્યા. તેને કોરટ શું ? ત્યાં શું થાય ? એની કાંઈ ગમ નહતી. એના જીવનમાં એણે સીમમાં દુહા જ લલકાર્યા હતા. ઢોરોને પ્રેમ કર્યો હતો. માનવ જીવન જેવા પવિત્ર જીવન કેવા કાવાદાવાના કાદવમાં સબડતા હોય છે તેને તેને સ્વપ્નેય ખ્યાલ ન હતો. તેની દુનિયા જ જુદી હતી.

'હેઠ, તારે હંઉ એમ જ સા'બ માનશે ?'

'હારતો !'

'પણ મારી ઘોડી ગઇ ને ઉપરથી...'

'ઘોડી ઘોડી જ મંડયો છું પણ હવે તો તું ય મરી જઇશ જો નહિ માને તો ?'

વાણિયે વાતને કસકસાવીને ખીલે કરી.

'ઠી....ક.' કહી ભારાએ કપાળે હાથ મૂકયો.

(૫)

'તે આ મારી ગંગી, ભૂરી, ને ચાંદરીને કયાં લઇને હાલ્યા ?' વાલી રબારણે ભારાને હાથણી જેવી ત્રણ ભેંસોને શહેર તરફ હાંકી જતો જોઈ પ્રશ્ન કર્યો.

'વેસવા.'

'કાં.'

'આ સરકારનું રાજ સે ને! બધું કોરટું ને કાયદા પરમાણે થાય એમ હેઠે કીધું. અને ઘોડી ગઇ તો ગઇ પણ ફોજદાર સા'બે મને જેલમાં મેકલવાનું ય કીધું.'

'શું કરવા?'

'આ ઘોડી મોટર હારે ભટકાઇને તેમાં. એમાં મોટા સા'બના દીચરા બેઠા'તા.'

'તે તમે તો પોં...પોં કરવાની ના પાડી'તી ને?'

'તોય વાંક મારો નિસર્યો...'

'મારા રોયાના આવા ન્યા! હશે, મારા છોકરાના દૂધના ટીપાય ઝૂંટવાય જાય છે, મારી રતન જેવી ઘોડી...' કહી વાલીએ એક હાય નાખી. ભારો ભારે દિલે સા'બને રીઝવવા બેંસો શહેર તરફ હાંકી ગયો.

# એકાવાળો

'અલ્યા બીખો છે કે ઘરમાં ?'

'કોણ છે ઇ...'

'એ તો હું.........!'

'કોણ મનહરભાઇ કે ? આવો આવો ! શું કાંઇ કામ છે ?'

'હા ! કાલે તારો એકો કુડલા લઇ જવો છે બોલ શું ભાડું લઇશ ?'

'તમારૂં તે હવે કાંઇ વધારે લેવાશે ? જે લેવાતું હશે તે લઇશ ! બોલો કાલે કયારે જવું છે ?'

'ના ના ! કાંઇક નકકી કરીએ તો ઠીક ને ? સંબંધીમાં ઝાઝી ઘાલમેલ નહિ સારી !'

'ત્યારે બીજાના તો ઠીક પણ તમારા બે રૂપિયા લઇશ. લ્યો હવે છે કાંઇ ?'

'અરે ભલા માણુસ તું એ ઓળખીતો સીપાઇ બે ઘોડા વધારે મારે એવું કરે છે ને! અહીંથી કુડલા પાંચ ગાઉ થાય છતાં બે રૂપિયા!'

'ભાઇ! હું ભીખો ભારાડી હો! બે રૂપિયા તો મારી ચોકીના જ બેસે પણ આ તો ઠીક! નહિતર બીજાને તે વળી ત્રણથી ઓછું જ કોણ કહે!'

'એ તો ઠીક હવે! રૂપિયો દોઢ આપીશ. આજે રાત્રે ડાઢા પહોરે જ અહીંથી ઉપડીશું ઠીક ને?'

'ના ભાઇ! એમાં એક પાઇ ઓછી લેવી હરામ છે! નહિતર કહો તો મફત આવું!'

'ઠીક હવે બે તો બે! પણ આજે ચુકાય નહિ!'

'અરે એ શું બોલ્યા! કાલે રાત્રે અઢી વાગે ચાલીશું, એટલે સવારમાં ત્યાં!'

ભીખો અમારા ગામમાં બળદનો એકો હાંકતો. જાતે રજપૂત હતો. સુદૃઢ શરીર અને ધીંગાણામાં પણ એકકો હતો. એટલે ગામમાંથી કોઇને રાતવરત કે જરજોખમ સહિત જવું હોય તો ભીખાનો જ એકો બાંધતા. જાતે ખાનદાન અને વખત આવે પોતાના નોકને ખાતર એકામાં બેઠેલ ભાડુતો માટે માથું પણ આપી દે તેવો.

એક બૈરૂં તો મરી ગયેલ. બારેક માસ થયા બીજા બૈરા સાથે ઘરઘરણું કરેલ. કુટુંબમાં તે તેની બૈરી અને આગલા ઘરની એક દીકરી. એકો હાંકે અને એમાંથી જે કાંઇ આવે તેની રાબ ઘેંસ રાંધીને ખાય અને સંતોષથી રહે. દીકરી પણ હવે તો ઉમર લાયક થયેલ, તેના માટે મુરતીઓ ગોતવાની અને સગપણ તથા લગ્ન સાથે કરી નાખવાની ભીખાને ચટપટી લાગેલ, એટલે હમણા હમણા તેણે

એક્કાનું ભાડું પણ વધારેલ; છતાં એક્કા તો તેનો જ લેવા માટે માણસો મરી પડતા. કારણ કે તેની મર્દાઇ અને ખાનદાનીના અંગે ચાર આના વધારે ઓછા આપવા કોઇને ખટકતા નહિ.

બરાબર બેના ટકોરા થયા અને અમારા ગામની નાનકડીશી જેલના ચોકીદારે પોકારેલ 'આલ બેલ' (ઑલ વેલ–સબ સલામત) ની બાંગનો સૂર હજી હવામાં ગાજતો હતો ત્યાં તો—

'એ મનહરભાઇ...જાગો સો કે?' કહેતો ભીખો એક્કા સાથે આવી પહોંચ્યો.

'ભીખા બહુ વહેલો આવ્યો?'

'અરે ભાઇ! એ તો એમ જ અવાય, હજી તમને તૈયાર થતાં જ અડધોક કલાક જશે. એટલે બરાબર અઢી વાગ્યે જ આપણે ઊપડીશું.'

આવી તો ભીખાની નિયમીતતા હતી!

અડધી કલાકમાં તો અમે તૈયાર થઇ ગયા. જોખમમાં તો થોડાક ઘરાણા ગાંઠા અને રૂપિઆ હતા. છતાં બીક ન હતી. કારણ કે ભીખો એટલામાં પંકાતો એટલે એના એકાનું જવલે જ કોઇ નામ લેતું. એટલા પૂરતી નિરાંત હતી.

પાંચ ગાઉ પણ એતો પાંચાળના!

આ બધુ ભીખો જાણતો એટલે એણે તો એક કડિયાળી ડાંગ પણ સાથે લઇ લીધેલ હતી.



ઠંડા પહોરના દુહા લલકારતો લલકારતો ભીખો એક્કો હાંકે જાય છે. તેની ચપળ આંખો દૂર દૂરની ભૂમિની ખબર પણ લેતી હો છે. અમે તો અડધી ઊંઘે ઊઠેલ એટલે ઝોલે ચડી ગયા. બેએક ગાઉને પંથ કાપ્યો હશે ત્યાં ભેંસજાળ પાસેના ઊંડા ખાતરા નજીક અમે

પહોંચી ગયા. તેને વટાવતા પહેલાં ભીખો પણ જાણે આગમ જાણતો હોય તેમ તેની ડાંગ સંભાળી, એકાને ખાતરામાં ઝીંક્યો.

'અલ્યા કોણ છે એ એકામાં ?'

'કાં ભાઇ ! તારે શું કામ છે ? માટીમારનો દીકરો હો તો આગળ આવને ?'

'એલ્યા બહુ પાણીયાળીનો થવાનું રહેવા દઇને એકો ઊભો રાખ અને દૂર જઈ જોયા કર !'

કહીને એ બૂકાની બાંધેલ જુવાનડાઓ હાથમાં કડિયાળી ડાંગો તોળીને આડા ઊભા રહ્યા, અમારી નિંદર પણ ઊડી ગઈ અને હવે શું થશે તે થરથર કાંપતા જોવા લાગ્યા.

'અલ્યા તમે કોઈક અજાણ્યા દેખાવ છો. હું ભીખો ભારાડી. મારા એકાનું નામ લેતાં પહેલાં તો માથા રંગાઈ જશે. તમારી લોંઠકાઇ બીજે હાંકજો નહિતર જોવા જેવી થશે હં...!'

પેલા બેઉ શેહ તો ખાઇ ગયા. પણ જુવાન હતા અને ભીખાથી પાછા અજાણ્યા એટલે તેમણે કહ્યું:

'ભાઇ અમારે તારૂં કામ નથી. તું તારે જોયા કરને, અમારે તો તારા એકા માયલું મધ ખંખેરવું છે. ઘરાણા રૂપિયા કાઢી આપે એટલે અમે ચાલતા થઇએ !'

'એલ્યા પણ એ તો મારા એકામાં બેઠા છે. મારા વિશ્વાસે બેઠા છે, એના ઉપર તમારી આંગળી મારો દેહ છે ત્યાં સુધી તો નહિ અડે ! માટે રસ્તે પડો, રસ્તે !'

જે વખતે આંખ આગળ આવું તોફાન અને જીવન મરણના સોદા થઇ રહ્યા હતા ત્યારે પણ ભીખો બોલ્યો કે 'મારા વિશ્વાસે

છે.? ત્યારે મારા હૃદયના કોઇ અગમ્ય ઊંડાણમાંથી ધ્વની ઊઠયો કે આ એકાવાળો આપણા સુધરેલ સમાજ કરતાં આદર્શમાં ચડે કે ઊતરે?

જીવનની ટાપટીપ અને દંભી વાગ્જાળ સિવાય આપણામાં અત્યારે કયો આદર્શ રહ્યો છે ? ખરે....ખર.

હું તો હજી વિચાર જ કરતો હતો ત્યાં તો ટપાટપી શરૂ થઇ ગઈ. મારા બાળકો પણ રડવા લાગ્યા. ભીખો લાકડી ફેરવતો જાય, 'મનહરભાઈ બીશોમાં હં....'કહીને હિંમત દેતો જાય, અને ઘા પ ઘા ઝીલતો ને ઝીકતો જાય. જોતજોતામાં તો તેણે એકને ઢાળી દીધો એને પણ પાંચ છ ઘા પડેલ. માથામાંથી લોહી વછૂટતું હતું, હોળીન ઘેરૈયા જેવો ભીખો લોહી દેખીને ખરેખરો રંગમાં આવી ગયે તેની નસેનસમાં રાજપૂતાઇનું ગૌરવ ઝણેણી ઊઠ્યું. એક પડયો એટલે બીજામાંથી હિંમત ગઇ. તે નાઠો ! પણ નાઠતા નાઠતા ભીખાં એક છાતીનો ઘા કરતો ગયો. ઘડીક તો ભીખાને તમ્મર આવી ગ પણ પડતા પડતા શરીરનું સમતોલપણું સાચવી રાખ્યું, અ નાઠતાની પાછળ પડવા તૈયાર થયો. મેં તેને ઝાલી રાખ્યો. ભાગત પર ઘા ન કરવા વિનવ્યો. ભીખો રોકાણો તો ખરો પણ લોહ શાંત પડયું એટલે એ ઢગલો થઈને પડી ગયો.

અમે કુડલા જવાનું માંડી વાળી ભીખાને એકામાં નાખી પાછ ઘર તરફ વળ્યા. શરૂમાં તો તપેલ લોહીથી દરદ ન દેખાયું. પ રસ્તાની ઠંડી હવાથી ભીખાને કળ વળી અને દરદ પણ શરૂ થયુ મેં કહ્યું :

'ભીખા આટલો બધો દાખડો શા માટે તેં કર્યો ! હજારો ઘરાણું કેમ નથી હોતું છતાં તારા શરીરથી કાંઇ વધારે છે ?'

'ભાઇ ? આપની ખાનદાની બદલ હું આભાર નાનું છું, પ આમાં પૈસાનો સવાલ કયાં છે ? આ તો મારા વિશ્વાસે રહે

આપ આવો અને હું દૂર ઊભો રહી આપને લુંટાવા દઉં તો મારા જેવો પાપી વિશ્વાસઘાતી કોણુ કહેવાય ? આ તો મારા નોકનો સવાલ હતો સમજ્યા ?'

અત્યાર' સુધી જગતમાં રહી મેં એવા સમાનો સંસર્ગ સેવેલ કે આ એક એકવાળાના શબ્દો સાંભળીને મને આશ્ચર્ય થયું. સહેજે જ મારા મોઢામાંથી નિકળી પડયું કે 'વાહ ભીખા વાહ. તારી ખાનદાની !'

ગામમાં આવીને એકાને સીધો દવાખાને લઇ ગયા. માથા તથા બીજે જ્યાં જ્યાં ફૂટ થયેલ ત્યાં પાટા પીંડી કરાવી.

પંદરેક દહાડે ઘા તો રૂઝાયો પણુ છાતીનું દરદ એને ન મટયું.

'મનહરભાઇ તમે બહુ મહેનત લીધી, પણુ મને હવે આ દેહનો ભરૂંસો નથી. છાતીમાં દરદ ખૂબ છે. હું કયારે મરીશ તે નક્કી ન કહેવાય. જીવનમાં હવે તો બીજી કાંઇ ઇચ્છા નથી રહી, ફક્ત આ દીકરીને ઠેકાણે પડાય તો મને શાંતિ થાય !'

'મુરતીઆ તો ઘણુા ય છે ભીખા ?'

'પણુ મારે મુરતીઓ એવો જોઇએ કે મારા એકાની આબરૂ વધારે !'

'ઠીક હું પણુ તપાસ કરાવીશ ! પણુ ભીખા તારો એકો હમણુાં બંધ છે એટલે તારે પૈસાની તો જરૂર રહેતી હશે, થોડાક તો રૂપિયા લે ?'

'ના ભાઇ ! હું કાંઇ તમારી ખાતર નહોતો લડયો, એ તો મારા નોકને ખાતર ! તમે તો મારા વિશ્વા.........'

'હા.........હા તારા વિશ્વાસે જ અમે નિર્ભય હતા, પણુ હું

તને એના બદલામાં નથી આપતો અત્યારે તારે ભીડ છે એટલે મારે જાણવું તો જોઈએ ને ?'

'ના ભાઈ ! મારે તો આ દીકરી ઠેકાણે પડે એટલે ગંગ નાયા !'

મેં તાણ કરવી છોડી દીધી, અને એની દીકરીને ઠેકાણે પાડવા માટે કાંઈક મહેનત કરવી એમ વિચારી ઘેર ગયો.

રોજ સાંજરે સ્ટેશન ઉપર ફરવા જવાની મારે ટેવ હતી. આજે પણ ગયેલ. ત્યાં એક જુવાનને આંટા મારતો જોયો.

'અલ્યા જુવાન કેવા છો ?'

'કેમ ભાઈ ! રજપૂત છીએ ?'

'એ...મ ! આંહીં કોને ત્યાં આવ્યા છો ?'

'મારા ભાઈની આ સ્ટેશન ઉપર સાંધામાં દશક દહાડાથી બદલી થઈ છે એટલે અમે આવ્યા છીએ.'

'ઠી...ક. આ ગામમાં ય રજપૂતના ખોરડા છે. કોઈને ઓળખો છો ?'

'ના ભાઈ ! મારા ભાઈ ઓળખતા હોય તો ! હું તો નથી ઓળખતો !' એ તો ચાલ્યો ગયો પણ મને થયું કે જુવાન છે તો લોંઠકો. જો આની સાથે કાંઈક ટેટો બાઝી જાય તો બિચારા ભીખાને સદ્‌ગતી થાય અને મારા કર્તવ્ય પૂરતો મને પણ સંતોષ થાય.

રોજ સ્ટેશન ઉપર જવાનું એટલે જરા સાંધાવાળા સાથે ઓળખાણ પણ થયેલ. એક દિવસ તેને ભીખા પાસે તેડી લાવ્યો. તેઓ નાતીલા નિકળ્યા. વાત ઓઠે વાત નિકળતા તેનો ભાઈ કુંવારો છે એમ પણ જાણી લીધું.

'મનહરભાઈ ! ત્યારે એક વખત એ છોકરાને મહેરબાની કરીને તેડાવોને. ભાઈ, આપ સુંવાળુ માણસ ભેઠી મારા જીવનમાં હમણા

હમણાં બહુ રસ લઈ રહ્યા છો, એ ગણુનો બદલો હું હવે કેમ વાળી શકીશ ?'

આવો તો ભીખો નિખાલસ હતો.

અમારા ચાર ચાર જીવ બચાવ્યા એનું તો એને જાણે કાંઈ નહિ, અને હું જરા તેની પાસે આવું અને ઊઠું બેસું તેમાં ય તેને બિચારાને લાગ્યું કે મને તસ્દી પડતી હશે !

ભીખાની તબિયત બગડતી જતી હતી, એટલે મને પણ ચિંતા થયેલ કે બિચારો આશા ભર્યો જશે તો ?

બીજે જ દિવસ એ છોકરાને હું ભીખાના ઘરે તેડતો લાવ્યો. એ અડીખમ જુવાનને જોઈ ભીખાને કાંઈક સંતોષ થયો. પણ મોઢું જોઈને ચાંદલો કરે એવો ભીખો ન હતો. એણે પૂછવા માંડયું.

'કેમ કાંઈ કામ કરો છો ?'

'ના'

'ત્યારે મારો એક્કો હાંકશો ?'

'હા શા માટે નહિ ? મારા ભાઈને પૂછી જોઈશ.'

'પણ એક્કા હાંકવા બહુ કપરા હોય છે સમજ્યા ! વખત છે આપણા એક્કામાં બેઠેલ ઉતારૂઓ ઉપર હેરૂ આવે તો શું કરો ?'

'બીજું શું ! નોકને ખાતર અને આપણા વિશ્વાસે બેઠેલ ભાડુતોને ખાતર વેતરાઈ જઈએ. ઓહ...હો જીવન કાંઈ નોકથી વધારે ?'

'હા...શ !'

ભીખાના દિલમાં જાણે ટાઢો શેરડો પડયો પણ તેની સ્થિતિ ઘાયલ માણસના બંધ છૂટી જાય અને જેવી થાય તેવી થઈ ગઈ. અત્યાર સુધી જેને ખાતર જીવન ટકાવેલ હતું તેનું નિરાકરણ થતાં એને

દરદ વધી પડ્યું. ઓલવાતા પહેલાં દિપક જેમ તેજ થાય તેમ તે ખાટલામાંથી બેઠો થઇ ગયો. અમે ગભરાયા.

'મનહરભાઇ! હવે તમે જાણો ને તમારૂં કામ જાણે, મને તમારે બદલો આપવો છે ને? તો બદલામાં મારી દીકરીને ઠેકાણે પાડશો એટલે ઘણું મળ્યું સમજીશ. જો કે બદલો માગવાનો મને હક્ક નથી કારણ કે તે વખતે તો મને મારા વિશ્વા...સે મારો... એ...કો કરેલ હ...!' થયું! બીબો છેલ્લા આંચકે તો પ્રભુના ધામમાં પહોંચી ગયો.

આ એકાવાળાના મરણ વખતના છેલ્લા શબ્દોનો પડઘો મારા હૃદયમાં ગુંજયા જ કરે છે કે 'મારા વિશ્વાસે...મારા નોકને ખાતર...!'

# વનુ કાકાનું કારજ

'**વનુ કાકા** ગુજરી ગયા ! આપણે ક્યારે દીપુભાઇને મોઢે જઇશું?' ચોવીસે ગામના વણકર વાસમાં વા વેગે આ વાત પહોંચી. વાસોમાં કોઈ સ્વજન ગુજરી ગયા જેવો શોકપ્રવર્તી રહ્યો. પુરુષ વર્ગ તો ઠીક પણ સ્ત્રીઓ અને બાળકો પણ આ ખબર સાંભરી દિલગીર થયાં. પુરુષો ભેગા મળી ખરખરે જવાનો વિચાર કરી રહ્યા હતા. 'ભાઇ, દીપુભાઇ પણ છે તો ભલા, પણ એ તો નીવડયે વખાણ, બાકી વનુ કાકા કાંઈ થવાના છે?'

વનેચંદ શેઠ સૂતરની પેટીઓના સદ્ધર વેપારી હતા. તેમનો આખો વેપાર વણકરો સાથે જ હતો. વણકરો પણ એક વખત શેઠની દુકાને ચડયા એટલે બીજે જાય જ નહિ. એટલી એમનામાં ઘરાગ સાંચવવાની કળા હતી. દિવસ આખો તેઓ વણકરો સાથે વેપાર કરતા, છતાં તેઓ ચુસ્ત વૈષ્ણવ હતા. બપોરે અને સાંજે તેઓ

નાહીને જ ઘરમાં દાખલ થતા. અડખે પડખેના ચોવીસ ગામનાં વણકરોમાં તેમની એટલી સુવાસ હતી કે ગમે તેવા અંદર અંદરના કજીઆ તેઓ વનેચંદ શેઠ દ્વારાજ પતાવતા. તેમના 'વનુ કાકા' કહે એ એમને મન ન્યાય. કજીઓ કોર્ટે તો ભાગ્યે જ જાય.

એ વનેચંદ શેઠને દીપચંદ નામે એક જ દિકરો હતો. ગયા વર્ષે જ તે બી. એ. થયો હતો. બાપ કરતાં બેટા સવાયા. તેમ દીપચંદ પણ પૂરેપૂરો સંસ્કારી અને આધુનિક યુગનો યુવાન હતો. દુકાને વણકરો માલ લેવા આવે ત્યારે વનેચંદ શેઠ તેમને નિચે બેસારીને માલ આપતા. તે જોઇ ઘણી વખત દીપુ બાપાને કહેતો: 'બાપુ, આતો ચોખ્ખા વેપારી છે. હમણાં તો તમારા ઉપદેશથી તેઓએ મુડદાલ માંસ પણ ખાવાનું છોડી દીધું છે. છતાં હજી આપ તેમનાથી છેટા કેમ રહો છો?'

'દીપુ, ગમે તેવા તોય તે ઢેડ ને ? આપણાથી કેમ અડાય ? અડીએ તો તો સમાજ ચૂંથી જ ખાય ને ?

'બાપુ સમાજને બીજું કામ શું છે ? તેમને તો કોઇકનું પાનિયું હાથ આવે એટલે બસ. બાકી છૂપી રીતે વણકરોથી પણ હલકા માનસના કહેવાતા સવર્ણોનો કયાં તૂટો છે ?'

'એ બધું હું કયાં નથી સમજતો. આ તો કારણ વગર શાંત જીવનમાં દખલ શા માટે ઊભી કરવી એમ સમજી ચાલે છે, તેમ ચાલવા દઉં છું.'

'બાપુ, મને તો એ ગમતું નથી. જેના ઉપર આપણી રોજી છે, જેઓ આપણા હાથપગ જેવા છે, એવાને અળગા રાખી, જેનાથી આપણને જરા પણ લાભ નથી એવાઓને ખુશ રાખવા એ નર્યો દંભ છે.'

'બેટા મારી તો જીંદગી પૂરી થઇ છે. બહુ તો બે પાંચ વર્ષ હવે છું. હું તો મારો અંતકાળ નથી બગાડવા ઇચ્છતો. બાકી મારા ગયા પછી તું ગમે તે કરવા મુખત્યાર છું.'

બાપુની આ નિખાલસતા દીપુને મન આજ્ઞા રૂપ બની ગઇ. તેણે દિલથી કાંઇક નિશ્ચય કરી લીધો.



વનેચંદ શેઠની માફક સમાજમાં જુઠા દંભથી કોણ અલિપ્ત હોય છે? છતાં 'શાંત જીવનમાં કોણ ડખલ કરે?' એ એકજ પ્રશ્નથી સંતોષ લઇ ઘણા માણસ શાંત રહે છે. પણ આ સ્થિતિ યુવાન દીપુથી સહન ન થઇ. દીપુમાં નવ ભાવના હતી, આદર્શ હતો, તે વનેચંદ શેઠની પાંચક લાખની મિલકતનો એકનો એક વારસદાર હતો. તેણે સમાજમાં નવો ચિલ્લો પાડવાનો નિશ્ચય કર્યો હતો.

વનેચંદ શેઠને ગુજરી ગયાને આજે સાતમો દહાડો હતો. દીપુ બેચાર મિત્રો સહિત બેઠકમાં બેઠો હતો, ત્યાં જ્ઞાતિના આગેવાનો આવ્યા. ઘડીક આડી અવળી વાતો કરીને છેવટે સોમચંદ શેઠે વાત મૂકી.

'દીપુ, ત્યારે આજે કાળોત્રિયો લખી નાખીશું ને?'

'કાકા, હજી મેં એ માટે કાંઇ વિચાર નથી કર્યો.'

'એમાં વિચાર કરવાનું જ શું છે? મોભા પ્રમાણે શેઠનું બારમું કર્યા વગર કાંઇ છૂટકો છે?'

'બારમું તો કરવું જ છે, પણ મારી ઇચ્છા બીજી રીતે કરવાની છે.'

'બીજી રીતે એટલે!' કસળચંદ આશ્ચર્યથી બોલી ઊઠયા.

'એટલે એમ કે અમારા સાચા સ્વજન જેવા, જેનાથી અમે

ઉજળા છીએ, જેના પ્રતાપે આ મિલકત મળી છે, તે મિલકતના સાચા ભાગીદાર જેવા વણકરોને મારે સૌથી પહેલાં નોતરવા જોઇએ. પછી જ્ઞાતિ માટે વિચાર કરવો યોગ્ય છે.'

'શું...!' બધાય એકી સાથે બોલી ઊઠયા. તેમને દીપુનું મગજ ફરી ગયેલું લાગ્યું.

'તું તે કાંઇ ગાંડો થયો છું ભાઈ, એવા વૈષ્ણવની પાછળ ઢેડા જમાડવાના છે, અને તે ય જ્ઞાતિથી પહેલાં ?'

'કાકા, એ હોઇને તો અમે ઊજળા. આ સંપત્તિમાં તેમનો હિસ્સો છે.'

'ભાઇ, પણ આંગણે તો જ્ઞાતિભાઇ જ શોભે. જ્ઞાતિની એંઠ તો ભાગ્યશાળીને ત્યાં જ પડે.'

'એ બધું સાચું પણ પહેલાં તો જેણે અમને ભાગ્યશાળી બનાવ્યા છે, તેને જ મારે મારા દુઃખમાં ભાગ લેવા નોતરવા જોઇએ. નાતવરાના રિવાજ તો અમે જુવાનો તોડવા માંગીએ છીએ એટલે નાતવરાનો તો પ્રશ્ન જ નથી.'

દીપુનો શાન્ત પણ મક્કમ એકનો એક જવાબ સાંભળી બધા ય આગેવાનોના મોઢાં પડી ગયા. બધાય દીપુની ઉદ્ધતાઇને અપખોડવા લાગ્યા. ઘણા વખતે આવું સદ્ધર મરણ થયું છતાં મોઢાં પણ ગળ્યા નહિ થાય એ જાણી ઉત્સાહિત થયેલાનો ઉત્સાહ ઓસરી ગયો.

પણ વાણિયાની જાત ડાહી એટલે વધારે હોહા ન કરતાં 'આખુરી ગામને જાણ થશે એટલે દીપુને ચૂંટી ખાશે. આપણે ચૂપ રહો !' સમજી શાંત રહ્યા.

બીજી તરફ વનુભાઇ શેઠ પાછળ બે ચોરાશી ન કરે તો શું એના પૈસામાં લાલબાઇ મૂકવાની છે ! શું આવા શ્રીમંત મરણ પાછળ બ્રહ્મદેવોની દાઢો ગળી નહિ થાય !

એમ બે ચોરાશીને પાકો નિર્ણય કરી શિવા પંચોળી, કરુણાશંકર શાસ્ત્રી વગેરે દીપુ પાસે જવા નીકળ્યા. કપાળે તાણેલા ત્રીપુંડો, મોટી ચોટલીઓ, ખભે નાખેલ અંતરવાસીયા ને એ બધાથી વધારે તરી આવતી એમની ફાંદો જ એમને કોઇ ધર્મસ્થંભો તરીકે ઓળખાવી દેતા હતા.

પોતાના બ્રહ્મતેજ પર તેમને પૂર્ણ વિશ્વાસ હતો. વેંત જેવડા દીપુને સમજાવવું તેમાં તે કઇ મોટી વાત હતી એવો એમને એમની સમજણ પર વિશ્વાસ હતો.

દુકાને ગયા ત્યારે દીપુ ચોવીસે ગામના વણકરવાસો ઉપર પત્રો લખાવતો હતો.

'જે થાવ દીપુભાઇની જે થાવ.' કહેતા શિવા મહારાજ દુકાન ઉપર ચડયા. પાછળ બીજા બ્રહ્મદેવો પણ આવ્યા.

'કેમ શિવા દાદા, કોઇ દિવસ નહિ ને આજે કાંઇ આ ગરીબને યાદ કર્યો ?'

'તું ગરીબ ! બેટા, તારી સાહ્યબી, તારા દૂધ ચોખા તો વનુભાઈ સાબૂત રાખતા ગયા છે. આ બ્રાહ્મણોના આશીર્વાદ છે કે એ સાહ્યબી એ દૂધ ચોખા સદાય સાબૂત રહે.' કહી શિવા મહારાજે કાંઇક મંત્ર ગણગણી આશીર્વાદ ઉચ્ચાર્યા.

'હં, પણ મારૂં કાંઇ કામ છે દાદા ?' દીપુએ પ્રશ્ન કર્યો. તેને આ લપ ટાળવાની તાલાવેલી થઇ.

'કામ તો શું ! વનુભાઇ જેવાનું મરણ ઉજાળવું જોશે ને ?'

'હા દાદા, એ તો ખરૂં જ ને !'

'તો પછી આ વૃદ્ધ બ્રાહ્મણનું વચન રાખીશ ?'

'યોગ્ય હશે તો મને કાંઇ હરકત નથી.'

'તો આ ગામના બ્રાહ્મણો માટે બે ચોરશી ને તારી જ્ઞાતિનું રિવાજ મુજબ જમણ કરો બેટા !'

'દાદા મારી જ્ઞાતિની ચિંતા ન કરશો. અને હું આપણા ગામની જ નહિ પણ ફરતા ચોવીસ ગામની ચોરાસી કરવાનું વિચારી રહ્યો છું.'

'એ...મ ! ઓહો...હો તો તો રંગ જ રહેને ભાઇ. ડંકો જ લાગી જાયને.' શિવા મહારાજ બોલી ઊઠયા, ત્યાં તો કરૂણાશંકરે ગોદો મારી ધીમેથી કહ્યું.

'શિવા બાપા, હો, હો, હો, હો કર્યા જ કરશો કે કંઈ ફોડ પાડશો ! શેની ને કેની ચોરાસી એ કરવાનો છે એ તો પૂછો ?'

શિવા પંચોળી ઉત્સાહમાં મુખ્ય વાત જ વિસરી ગયેલા. તેમને કરુણાના શબ્દોએ ભાન કરાવ્યું.

'હં, દીપુ, તારે એ માટે તૈયારી તો આજથી જ કરવી જોશે ને ?'

'દાદા, એમાં તમારે કાંઈ જ કરવાનું નથી. તમારે તો જમવા આવનારાઓ ઉપર કૃપાદષ્ટિ જ રાખવાની છે.'

'એટલે શું ? અમે નહિ ને બીજા કોઇ જમવા આવવાના છે ?'

'હા દાદા, તમો તો ખૂબ જમો છો. તમારે કાંઇ થોડી જ નવાઇ છે ! પણ અમારા ધંધાની સાચી મૂડી જેવા અમારા સ્વજન જેવા બિચારા હરિજન ભાઇઓ......'

'શિવ શિવ શિવ શિવ' કરતા શિવા મહારાજ ઊભા થઇ ગયા ને બોલ્યાઃ

'એલા દીપુ, અત્યાર સુધી તેં શું મારી સીત્તેર વરસના પવિત્ર બ્રાહ્મણની મશ્કરી માંડી હતી ?'

'દાદા ગુસ્સે ન થાવ. મેં આપને તેડાવ્યા ન હતા, તેમ જ મારો મશ્કરીનો પણ ઉદ્દેશ ન હોય. આ દુનિયામાં તો આપ જાણો છો ને કે 'તુંડે તુંડે મતિર્ભિન્ના!' એટલે હું મારી મતે હાકું છું. ખોટું લાગ્યું હોય તો માફ કરશો.' કહી દીપુ પાછો તેના કામે વળગ્યો. બ્રાહ્મણો ધૂંવાફૂંવા થતા ને બડબડતા ચાલ્યાં ગયા. દીપુનું રૂંવાડુંય ન ફરક્યું. શિવા મહારાજને તેમની સમજાવવાની શક્તિ અને બ્રહ્મતેજ ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો હોય તો ના નહિ!



ચોવીસે ગામના વણકરવાસો ઉપર પત્રો તૈયાર થયા. ઓછામાં ઓછા દોઢથી બે હજાર વણકરો આવશે એવી ગણતરી થઇ. તેમના માટે ઉતારાની સગવડ કરવા ગામની ખળાવાડનું આખું ચોગાન રાખી લીધું.

અગીઆરમાંની સાંજે તો ગામમાં જ્યાં જુઓ ત્યાં હરિજન હરિજન થઈ પડયું. ગામનો સનાતની વર્ગ 'આખા ગામને અભડાવી માર્યું.' કહી કહીને દીપુની ઉઘાડે છોગ બદબોઈ કરવા લાગ્યો. દીપુએ એવી કોઇ વાત ઉપર લક્ષ ન આપવાનો નિર્ણય કર્યો હતો. બધાય બોલીને થાકયા. બારસની સાંજે બધા હરિજનો ખળાવાડમાં ભેગા થયા. દીપુ પણ ત્યાં આવ્યો. હરિજનો તો દીપુને જોઇને અડધા અડધા થઈ ગયા. આવું કરનાર આજ સુધીમાં એક દીપુ જ હતો. બધા ય શાંત થયા એટલે દીપુ બોલ્યો :

'ભાઈઓ તમે જ અમારા સાચા સ્વજન છો. તમારા પ્રતાપે જ આજે અમારી આ સ્થિતિ છે. મારા દુઃખમાં ભાગ લેવા મેં તમને નોતર્યા છે. મારા સદ્દગત પિતાના નામે હું એક સંકલ્પ કરવા માગું છું. મારી ઇચ્છા તમારી પ્રાસે એક યોજના મૂકવાની છે. હવે

પછી આપણા ચોવીસ ગામ બહારના સૂતરનો વેપાર કરવાની મારી ઇચ્છા નથી, અને તે સાથે તમને બહારથી આણેલું સૂતર વણવા પણ નથી દેવું. આ વર્ષે હું ખેડુઓ પાસેથી કાલા ખરીદી લેવાનો છું. રૂપિયા પચીસ હજાર ખર્ચી એક ઉદ્યોગ મંદિર ખોલવાનો છું. કાલાઓ ગામમાં ફેલાઇને આવશે એટલે તેનો કપાસ લોઢવાના કામથી તે પૂણીઓને કાંતવા સુધીનું કામ ઉદ્યોગ મંદિરમાં થશે. ત્રીશ નંબર સુધીનું સૂતર કંતાય તેવી બધી યોજના મેં કરી છે. પછી તમારે એક જ કામ કરવાનું રહેશે અને તે તમારી વણકર કળા દેખાડવાનું. તમારી વણેલી ખાદી ઘેરઘેર પહોંચતી થાય, પહેરનારને એક વખત પહેર્યા પછી બીજું કાપડ પહેરવાની ઇચ્છા જ ન થાય તેવું સુંદર કામ કરી બતાવજો.'

'અરે, દીપુભાઇ, તમે જોજોને. આ તો અત્યાર સુધી વણવાને ખાતર વણાતું, પણ હવે તો તમારી ઓથ છે પછી શું ?'

'ઓથ તો શું, પણ હું તમને એટલું જ કહું છું કે અડધી રાત્રે પણ તમારા માટે મારી પેઢીની તીજોરીનાં દ્વાર ઉઘાડાં રહેશે. મને તમારા ઉપર વિશ્વાસ છે.'



આખી યોજના વિચારાઈ રહી, એટલે વણકરોના આગેવાનો ઊભા થયા. તેઓએ રૂપિયા પાંચસો બધાયની વતી દીપુને પાઘડીના આપવા માંડયા. દીપુએ તે સ્વીકારવા ના પાડી:

'તમારા પાંચસોમાં હું સાડીચોવીશ હજાર ઉમેરૂં છું. એ રૂપિયામાંથી ચોવીસે વાસોમાં એક એક લાયબ્રેરી અને એક એક શાળા સ્થાપવી. કામ પુરૂં થયે લાયબ્રેરીમાં બધાં ભેગા મળી સંપ કેળવો, અક્ષરજ્ઞાન મેળવી જગતના વર્તમાનથી જ્ઞાત રહો, એમ ઇચ્છું છું.'

દીપુની યોજનાને અત્યારે પાંચમું વર્ષ ચાલે છે. આખા પ્રાંતમાં ઘેરઘેર અત્યારે 'વનેચંદ સ્વદેશી ભંડાર'નું શુદ્ધ સ્વદેશી કાપડ વપરાય છે. રાજપુર ચોવીસીના ચોવીસે ગામોમાં ખેતી ઉપરાંત કાલા ફોલવા, રૂ લોઢવા, કપાસમાંથી પૂણીઓ કરવી, કાંતવું ને બીજા સ્વદેશી ગૃહઉદ્યોગથી અત્યારે કંગાલમાં કંગાલ પણ સુખે રોટલો રળી ખાય છે.

એક વખત જ્યાં બેકારીનો રાહુ તેનું વિકરાળ ડાચું ફાડીને ઊભો હતો ત્યાં અત્યારે તાઝગી અને આનંદ છવાઇ રહ્યાં છે. વનુ કાકાનું કારજ આમ આશીર્વાદ રૂપ બની ગયું.

# ફૂટ છે ઈમને !

'ખટ !—ખટ !—ખટ !' રેલવેના ડબ્બાના જાજરૂ-માંથી અવાજ આવ્યો. એ જાજરૂની પડખેનાં જ પાટિયાં પર બેઠેલી બાઈએ એ અવાજ સાંભળ્યો.

'મોહના, એ તો રોયો ગ્યો. નકળ બા'ર.'

બાઈના એ શબ્દો જાજરૂમાં પહોંચતાં જ જાજરૂનું બારણું ઊઘડયું અને એક પુરુષ બહાર નીકળ્યો. બાઈએ તેની સામેનાં પાટિયાં ઉપર તેનું નાનું પોટકું મૂકીને જગ્યા રાખી હતી ત્યાં પેલો પુરુષ બેઠો.

'હેં મોહના ! તું તો રેલવઈનો નોકર સું તો ય તારે આમ હંતાઈ જવું પડયું ?'

'પણી ! તું હમજે નઈ. આ ટકટ કલેટર ભારે વહેમો સે. જો પાહ વગર જોવે તો રેલવાઈના નોકરને ય હેરાન કરી નાખે એવો સે.'

'ઠીક ભઇ, હવે તો બલા જાય ને ? હં, મોહના, પછી ઓલા સવસીડાની બાલુડી તો જઇને ?' પભલીએ હવે વાતોની શરૂઆત કરી.

'અરે ! હહરીની જાય તો જાય પણ સવસીડાને ને રઘલીને બાપનો બાપ યાદ કરાવતી જાય.'

'શું કે છ...લે, લે, સટ વાત કરને મૂઆ,' પભી રંગમાં આવી બોલી ઊઠી.

'તે જરા ધીરી ખમને ! તું તો મૂઇ ઉતાવળી ભારે !'

મોહનો ય જબરો ! પભલીને રંગનો ચટકો લગાડી થોડીક કલાવી.

'મૂઆ, આમ તે હું કલાવતો હઇશ ? નો કે તો કાંઇ નઇ.' પભલી લટકો કરી બારી તરફ જોઇ રહી.

'લો, બાઇને ચટકો ચડી ગ્યો ને શું ? એ પભલી, પણ આમ તો જો. પછી સવસીડો ને રઘલી એવાં ચાટ પડી ગયાં કે ન પુસ વાત.'

પભલીએ તરત બારીમાંથી ડોકું અંદર લીધું ને બોલી–

'હું મરૂં. હાસું કે છ ?'

'તારા હમ.'

'એ તારે હવે ભહી મરને ! વાતમાં ગળચાં હુધી ભેળવ્યા કરીશ ?'

'કઉં. જરા ધીરી ખમ. અથરી મથા. આ જરા બીડીનો ટેસ એસ લઉં ને પછી હંધું કઉં' કહી મોહને કબજાના ખિસ્સામાંથી બીડી કાઢીને સળગાવી.

'મૂઆ મોહના, તું ય તે જબરો સો હોં, હવે ચાં હુધી બીડી ચુહસા કરીસ ?' કહીને હસતાં હસતાં પભલીએ બીડી ખેંચી બારી વાટે બહાર ફેંકી દીધી.

'ચારનાં કંઇ સી કે કે' કે' તે માનતો નથી !'

'લે લે, તું ય તે મૂઇ ચાં ઓસી સો ? જાણે ઘરના ભાયડા પર રો....'

'એ ! રે' હવે....આગળ બોલ તો તને માતાના હમ.'

'કાં ?' કહી મોહને હસી ખોંખારો ખાધો અને વાત શરૂ કરી.

'પબી, જીનમાં ચરખામાં રૂ પૂરતાં પૂરતાં જ રઘલીએ સવસીડાને ભુરકી નાખેલી હોં. આખી સઝન એક બીજાને મેળ જામતો રયો. પછી સઝન પૂરી થઇ. સવસીડો ને રઘલી સૂટાં પડયાં. પણ સવસીડો અમ રહ હગે ? એક દિ'ઇ રઘલીને ઘેર જયો પણ રઘલાએ સોખું સટ હંભળાવ્યું : 'રોયા, આંઇ નો આવતો. તને કો'ક દેખે તો મારે બીજુ ઘર કરવામાં વધન આવે.'

'હં-હં-પસી ?' પભલીએ પોતાનાં પોલકાંના ખિસ્સામાંથી સોપારીનો એક ટુકડો કાઢી મોઢામાં મૂકયો ને બીજો મોહનાને આપતાં ખોંખારો ખાધો.

'રઘલી આમ તો છાંડેલી હતી જ. બીજા ઘર માટે એનાં માબાપ વહટી કરતાં'તાં પણ મેળ નો'તો ખાતો. એટલે સવસીડાને થયું કે લાવને હું જ વાત મૂકું. એણે રઘલીને કયું : 'તારે એમ કરને રઘલી ! મારૂં ને તારૂં દલ આમે ય મળ્યું સે તો મારા ઘરે જ બેડું લઇને આવને ! હું ઊતરાવી લઇશ.'

'લે રાખ મૂઆ ! બાલુડી તો હજી વાઘણ જેવી બેઠી સે ને શરમાતો નથી ?'

'પણ ઇને રજા આપું.'

'પણ ઇને સોકરો સેને ?'

'આપણે ઇને મોટો કરહું.'

'ના બાઇ, માથી બાળક વછોડાવાનું પાપ મારે નથી લેવું.'

'ખરી ! મોહના, રઘલીને હું ધનવાદ દઉં.'

'ના, એ તો પરમેશ્વર હાંભળે સે. મારે ય કેવું પડસે કે રઘલીએ એ રોયાને બરાબર કીધું.'

'હં, પછી ?'

'પછી હું ? પછી સવસીડાએ કીધું કે એના સોકરાને એને આલી દઇશ.'

'તો ઠીક, મને ય તું બઉં વાલો સું.' એમ રઘલીએ કયું ને આમ નક્કી થયું. સવસીડાએ રઘલીના માબાપ પાંહે વાક મૂકી. બાલુડીનો સેડો ફાડી દેવા નાતને કીધું.'

'હા...' વાતનો રંગ જામતો જોઈ પભલીએ ટહુકો કર્યો.

'પસી નાતે બાલુડીને, સવસીડાને ને રઘલીને, હૌને બોલાવાં. સવસીડાને ને રઘલીને પૂસી લીધા પસી નાતે બાલુડીને કીધું :—

'બાલુ, બોલ હવે તું હું કેસ ?'

'મારે કાંઈ નથી કે'વાનું. ખસી મારગ આપીસ. એ જંદગીમાં હવે રહ નઇં.'

'પણુ છોકરો ય હારે લઈ જજે' સવસીડે કયું.

'કબૂલ સે !' એટલું બોલી બાલુડી મરક મરક હહી. ને બોલી, 'એ....ને તું તારે હખા થા.'

'ને પસી, એ વખતે રાંડ બાલુડી સું દીપે ? સું દીપે ? વાત નો પૂછ. રાંડે કાનમાં કોકરવા, બૂટે ઠોળિયાં, વાળિયું, વેઢલા, નાકમાં ચૂંક, ગળામાં હાંહડી, હાથમાં મઢેલી સુડલિયું, પગમાં કડલાં ને ઉપર સડા. રાંડ બધું પે'રીને આવી'તી. આનું કારણુ તો પસી હમજાયું.'

'સું ?'

'ધીરી ખમ, કઉં સું' કહી પાછી મોહને બીડી કાઢીને સળગાવી.

'રોયો રહ આવે સે તાં જ વાત અધૂરી મૂકે સે.' પબલીએ બાઠ કરતાં કહ્યું.

'તે હું તારા રહ હારૂ મારે ટેશ નો કરવો?'

મોહને સામે ચોડયું.

'એ તને ચીયો ભઇ ના પાડે સે? પણ હવે ચાં હુધી?'

'લે તારે...' કહી મોહને છેલ્લો મોટો દમ ખેંચી, બીડી ફેંકી દીધી.

'પસી તો સે ને પબલી, સવસીડે નાતને કીધું કે બાલુડીને હું છેડો ફાડી આલું સું તો મારાં ઘરાણાં અલાવી દો.'

'તે એ તો આલસે જ ને?' નાતપટેલે કીધું.

'એ ના, ના, અરજણ ભા, એક વાળીએ ય આમાંથી નઇ મળે' બાલુડીએ મોટે હાદે કીધું.

'ચ્યમ?'

'ઇ તો આ સોકરા હાટું સે. ભા, હજી એને મોટો કરવો સે.'

'તે એમાં સવસીડાને સું? તું તારે મોટો કરજે ને? નહિ તો આંગળીએ લઇ ઠામ બેસજે.'

'મારે હમણાં ઠામ બેહવું નથી. અને એમ ચ્યમ બોલો સો ભા, કે સવસીડાને હું?'

'તે સું જૂઠું કઇ સી? સવસીડાને સું?'

'બાપા, ગાને વકરાવી સે તારે કઉં સું કે ઇ રોયો મને રાતે હખે નિંદરે ય નો કરવા દેતો. ઇ વખતે તો એને હું ગળી મધ જેવી લાગતી'તી ને હવે આ સોકરો થ્યો તારે...'

'એ રાખ બેન ! રાખ' અરજણે પટેલે બાલુડીને વારી.

'તે બાલુડી હાસું કે'તી'તી. મારા રોયા મરદો તો ગરજ વીતી એટલે વૈદડો વેરી એવું કરનાર. છતો છ જ લાગના' કહી પભલીએ પાછી સોપારીની કટકીઓ કાઢી અને મોહનાને આપી, પોતે ખાધી.

'પભલી, તું હોપારી આપસ ને મને બીડીનો ટેસ હાંભરે સે.'

'લે મૂઆ, છમ કે' ને તારે. હવે નો આપું. હં. પસી ?'

'પસી હું ? બાલુડીની વાત ઉપર હંધા વસાર કરવા મઇંડાં.'

'અને છોકરાને સવસીડો રાખે તો ?' નાતે બાલુને પૂસ્યું.

'તો હું વસાર કરૂં. પણ તમે સવસીડાને પૂસો તો ખરા ?'

'બોલ સવસીડા, તું સું કેછ ? નાતે પૂસ્યું.

'નાત માબાપ સે. પણ સોકરાને એની માથી હું વસોડાવીસ નઇં.'

'તો ધરમપુંસડી ! ધરાણાય નઈં મળે, અને બાલુડી તું આજથી સુટી સો' એટલું કહી નાત ઊઠી. એ વખતે સવસીડા ને રઘલીનાં મોં ! વા ! ભઈ ! વા ! હું વાત કઉં ? સવસીડાના દસ વીહું જેટલા રૂપિયા પામવાના ને રઘલીનાં ઘરેણાં પે'રવાના કોડ બાલુડીએ રાંડે ભાંગી નાખ્યા. હું ચાટ પડયાં સે, પભી ! વાત મૂક છ તો !'

'પણ રાંડ બાલુડીએ આ તો નવો જ રહતો...'

પૂ...પૂ...પૂ....પ...પ...પ....પૂ !

'પભલી, નીંગાળા આછવું,' મોહનો વ્હીસલ સાંભળી બોલ્યો.

'છુક–છુક–છુક...છુક !' કરતી ગાડી નીંગાળા સ્ટેશને અટકી.

[૨]

'ચા !.... બામણીયા ચા....આ...આ...'

'એ બે કોપ સા લાવ' મોહને ઑર્ડર કર્યો.

‘ એલા એક કપ લે. અડધો અડધો પીસું. ’

‘ હવે લેને ભૂંડી ! લાખ મળ્યા નઈ ને લખેસરી થયા નઈ ’

‘ ઠીક તારે તારૂં દલ કાંઇ ભંગાય ? ’ કહી પભલીએ કપ લીધો.

બન્નેએ ચા પીને કપ પાછા આપ્યા. પભલીએ સોપારીના ટુકડા કાઢયા અને મોહને બીડી સળગાવી. ગાડી પણ ‘પુઉ...ઉ...ભફ્ પુઉ...ઉ...ભફ્’ કરતી ઊપડી અને મોહને પાછી વાત ઉપાડી :

‘ પભલી, કાનીઓ તો વાતવાતમાં ઊડી જ્યો હં ?’

‘ નસીબ ! હું વાત કઉં મોહના ? રાતે તો રૈયો તાજેમાજો થઇને જ્યો’તો. સી ખબર અંજનમાં રહતામાં હું થ્યું તે ટેહન ઉપર જેવું અંજન ઊભું રયું કે કોલહા પૂરવાના પાવડા હોતો નીસે દડી જ્યો.’

‘ તે તુંને ચારે ખબર પડી ? ’

‘ અરે ! મને તો બઉ મોડી ખબર પડી ? ’ હું તો જઇ’તી ડીપોટીનાં વાહણ ઊટકવા. તાં તો ઢેઢા કાનાને ઓરડીએ નાખી જયેલા. હું મૂઇ આવીને જોઉં...મોહના ! એ વાત નો હંભારવી જ હારી સે. હું કઉં ? કાનીઆએ રાત ને દી’ રેલ્વઇ પાછળ કાયા ઘહી નાખી ને ઇનું કામ કરતાં જ હરગે જ્યો તો ય ઇની કાયા અંતે ઢેઢ પાહેં જ ઢહડાવી. ઓલા ભીમલાએ, વાલીઆએ, પભલાએ ને મોતીઆએ અસ્મીથ સાબને ઘણું કીધું કે ‘ સાબ, ઢેઢ પાંહે કાયા નો ઢહડાવો ’ પણ રોગો અસ્મીથ એકનો બે નો થ્યો. નખોદ જાહે હું તો કઉં સું એનું ! મોહના ! તું માણહ હો તો રેલ્વઇમાં તો નોકરી નો જ કરજે. ’

‘ પભી, તારી બળતરા તને ઇમિ બોલાવે સે ઇ હાસું સે, પણ તને ખબર સે ? રેલ્વઇ કે મિલ, જીન કે મોટા હેઠની પેઢી–અરે !

ઓલા સવદેસીવાળાની કંપની, બધે ય માટીના ચૂલા સે. ઓલી કે'વત સે ને કે ' ગરીબકી જોરૂ.હૌની ભાભી' એવી આજની દનિયા સે. હં, પણ પભી, હવે સું વસાર રાઇખો સે?' મોહને જરા ખોંખારો ખાઈ લાંબા પ્રસ્તાવ પછી મૂળ વાત છેડી.

' સીનો ?'

' લે કર વાત. જાણે બાઈ સા'બ કંઇ હમજતાં જ નો હોય ને!'

' પણ મૂઆ વાત કર તારે ખબર પડે ને?' પભલીએ હસતાં હસતાં સામો પ્રશ્ન કર્યો.

' વા ભઇ, તું ય તે ખરી સું. આ હવે ઠામ બામ બેહવાનો કાંઇ વસાર સે કે નઇ?'

' ઠામ તો બેહવું જ જોહે ને? કાંઇ જંદગાની આમ કઢાસે? પણ હજી વાર સે.'

' ચમ?'

' કાનીઆને બાર મઇના પૂરા થાય પસી વાત.'

' એવી આડ રાખી સે?'

' મૂઆ એટલું ય હું નો કરૂં?'

' કરવું જ જોવે. હું ક્યાં ના પાડું સું? પણ હવે ચેટલા મઇના બાકી સે?'

' એક મઇનો.'

' તારે તો હવે ઝાઝીવાર નઈ. હં...પણ ચંઇ ધાનમાં સે?

' વસાર નથી કઇરો '

' ઠીક પણ તને ખબર સે ને?

' સીની?'

'હું ય તારા જેવા માણુહની શોધમાં સું તે.'

'એ...મ ?'

'હા. અને હું તો કઉં સું કે તું માન તો રંગડો રે.'

પભલી કંઇક વિચારમાં પડી ગઇ. મોહનો પણ ઘડીક ચૂપ થઇ ગયો. ત્યાં તેમની બાજુનાં જ પાટિયાં પર અત્યાર સુધી વાત સાંભળતા બેઠેલા એક આધેડ ઉમરના ગૃહસ્થ બોલ્યા :

'એલા, કેવા છો ?'

'ચમ ભાઇ, છીં તો સુંવાળીઆ.'

'કોળી ?'

'હા.'

'તે આ બાઇ રાંડીરાંડ છે ?'

'હા.'

'તે એને તું શું કહે છે ? ફરી ઘર માંડવાનું ?'

'અરે મૂવાં કયારનાં ય કિલોલ કરે છે : તે બોન, તમે ફરી ઘર માંડવાનાં ?' ગૃહસ્થનાં પત્ની જેવી દેખાતી બાઇએ પભીને પૂછ્યું.

'હાસ્તો બોન, હજી તો મને વીહ વરહ થ્યાં. આખી જંદગાની કાઢવાની સે. દનિયા પલટી ગઇ સે. કોઇની ચૂંદડી માથે હોય તો આંગળી તો નો ચીંધાય ને ?'

'અરર...ર માડી ! શો કળજક છે ? એ બોન ! જો આ મારી દીકરી. પંદર વરસની છે. હજી પરમ દિવસે ખૂણો પાળવાની અવધ પૂરી થઇ. અમે તેડી જઇએ છીએ. પૂરા ત્રણ મહિના માંડ એ માણસ સાથે રહ્યાં હશે. પણ એથી શું ? એ...ને જો એને અમે ભણાવશું અને પ્રભુભજનમાં ચિત્ત લગાડાવીશું. એમ જીંદગી કાઢશે.

બેન, આ મનખા–અવતાર એક એમાં બે ભવ કાંઈ થાય ! ' ઉપદેશ આપતી હોય તેમ પેલી બાઇ લાંબુલચક બોલી ગઇ.

પભલીએ પેલી બાળા સામે જોયું. સહેજ આછું ઓઢેલ એ બાળાની આંખો સાથે આંખો મળતાં પભલી સડક થઈ ગઇ. એને એની કીકીઓના પડદા પાછળ વેદના વમળ લેતી દેખાઇ.

' માડી, તમારું કેવું હાસું સે. પણ અમે એવો જલમ ન કરીએ' પભી બોલી.

' જુલમ શેનો ? '

' જલમ એ કે અમે કોઇના દલને પરાણે મારી ન નાખીએ. આતમાને દભાવીએ નઈં' લાંબી પીંજણ ન જાણનાર પભીએ ટૂંકામાં પતાવ્યું.

' વોય માળી, આ તો ભારે ડઇલી લાગે છે !' પેલો પુરુષ પભલીની વાત સાંભળી બોલી ઊઠયો. એના સ્વરમાં ઉજળા વર્ણને વરેલ દુબળા વર્ણને ડારવાનો રોષ ગાજતો હતો.

' રે'વા દો ભઈ, માઠું લાગ્યું હોય તો માફ કરજો. કરમ હૌએ હૌનાં ભોગવવાનાં જ સે ને ? ' કહી પભલી મોહના તરફ જોઇને બોલી : 'મોહના, તારે તું વૈશાક મહિનાની આઠમે આવજે.'

' નક્કી ?'

' હા, હા. વળી મનેય તું ગમે સે.'

' હા...શ, પભી ! હું આ હાટુ જ તારી હારે આ ગાડીમાં થીઓ'તો.'

' એ તો રોયા હું જાણી ગઇ'તી.'

' ખા મારા હમ !' કહી મોહને હાથ ધર્યો.

'તારા હમ !' કહી પભલીએ એ હાથમાં તાળી ઠોકી. બન્ને હસી પડયાં. એ જોઈ પેલો પુરુષ બોલી ઊઠયો: 'સાળાં નફ્ફટ લોક !'

પૂ...પૂ...પૂ...કરતી ટ્રેઇનની વ્હીસલ થઈ.

'બોટાદ આવ્યુ' મોહનો બોલ્યો. પેલાં ઉજળિયાત સ્ત્રી, પુરુ અને બાળા સળવળ્યાં.

'ચાં, બોટાદ ઊતરવું સે ?'

'હા.'

છુક...છુક...છુક કરતી ગાડી ઊભી રહી. પેલાં ત્રણે જણ નીચે ઊતર્યાં. પેલી બાળાએ પભલી સામે જોયું. એ જતી હતી તો માબાપને ઘેર પણ ફાંસીને માચડે ચઢવા જતા કોઇ કેદીની આંખમાં દરદ હોય એવું દરદ પભલીએ તેની આંખમાં એ વેળા જોયું.

'માડી રે માડી !' પભલીના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડયો.

'કાં શું છે ?' મોહને ચમકીને પૂછ્યું.

'આ જોયું ને ? પેલી બચારી હરણી જેવીને હવે આખો જલમ બધા ય ઠેબે ચડાવશે.'

'પણ પભી ! તને ખબર સે, ઇ ઉજળા લોક આપણા આવ રિવાજ ઉપર થૂંકે સે ?'

'ઇ સું થૂંકતા'તા, મોહના ! આપણે એ રોયાઉંના રિવાજ ઉપર ન થૂંકી ? અરરર માડી ! એ બસારીનો જલમ કેમ જાસે ?

'એ એમને એમ જાસે. ધરમધિયાન ને જાત્રાયું કરસે, હમજી ?

'બળ્યો ધરમ ! બળી જાત્રા ! ફૂટ છે હું તો કઉં સું ઇમને !' પભી રોષથી બોલી ઊઠી.

'લે પભી! તારે હું આ ક્રોસીંગમાં પાછો જ જાઉં સું. એ સોડાવાળા! એ સોડા આપજે.' મોહને પભીનો રોષ શાંત પાડવા પીણાનો ઑર્ડર કર્યો.

'એ મારે લેમન.'

'એલા, એક લેમન દેજે.'

બન્નેએ સાથે ઊભી બાટલીઓ પીધી. સોપારી ખાધી અને મોહને બીડી સળગાવી ત્યાં ટ્રેઈને વ્હીસલ કરી.

'એ આવજે, પભી!'

'હા, હા. તું ય આવજે!' કહેતા બન્ને છૂટાં પડયા ને ગાડી તિરસ્કાર ભર્યું થૂંક ઉડાડતી છૂક...છૂક...છૂક કરતી ઉપડી. એણે એ તિરસ્કારનું થૂંક કોના ઉપર ઉડાડયું હશે?

# પાનવાળો

> રે પસ્તાવો વિપુલ ઝરણું, સ્વર્ગથી ઊતર્યું છે,
> પાપી તેમાં ડૂબકી દઈને, પુણ્યશાળી બને છે.
>
> —કલાપી

**મી.** શાવના સમાજજીવનના ઊંડામાં ઊંડા પ્રશ્નો ચર્ચતા લેખો તો ઘણાય વાંચેલ, પણ પ્રત્યક્ષ સમાગમ નહિ થયેલ. નસીબ યોગે સમય જતાં અમારે એક જ ગામમાં રહેવાનો સંયોગ સાંપડ્યો. કુદરતી જ અમારાં એકબીજાં પ્રત્યે દિલ પણ ખેંચાયાં.

ખૂબ જ સુહૃદય અને ભાવનાશાળી એ મિત્રનો સંયોગ અમારા ગામમાં આવેલ એક પાનવાળાની દુકાનેથી થયો. સામાન્ય નિયમ મુજબ પાનવાળો એટલે એક હલકટ ધંધાદારી માણસ, સિવાય

ભાગ્યે જ હું બીજી વ્યાખ્યા કરતો. પણ એવા માણસોનાં ય હૃદયો વાંચવાથી કંઇક મેળવી શકાય છે, તેની પ્રતીતિ મને એ મારા મિત્ર દ્વારા થઇ. ભાવનાઓ અને આદર્શો તો ભણેલ અને શ્રીમંત મનુષ્યો જ સેવી શકે એવી મારી કાંઇક માન્યતા હતી. પણ સમાજની દૃષ્ટિએ હલકટ ગણાતા માણસોમાં પણ ભાવનાઓ ભરેલ ઉન્નત ઊર્મિઓ ઊછળી રહી હોય છે તે તો મેં પ્રત્યક્ષ અનુભવ્યું ત્યારે જ જાણ્યું.

હું સાત વર્ષથી આંહીં રહેતો અને મી. રાવને આવ્યા હજી છ મહિના પણ નહિ થયા હોય ત્યાં તો તેમની શોધક દૃષ્ટિએ કેટલાય હૃદયો વાંચી લીધેલા !

'ક્યું મિંયાજી ! યાર પાન તો ખીલાવ ?' સાધારણ રીતે અમે ગુજરાતીમાં જ મિંયાજી સાથે વાત કરતા અને મિંયાજી તો ધંધાને અંગે ગુજરાતી જ વાચા વાપરતા; પણ કોઇ વખત લહેરમાં અમે ભાંગીતૂટી ઉર્દુ જબાનમાં અડાવે રાખતા.

'ઓ હ...હો ! કોણ રાવ ! યાર બેસો તો ખરા, હમણા બનાવી આપું.'

'નહિ યાર ! અબી નહિ ઠેરેંગે, બહોત કામ હે !'

'અરે મારા સાહેબ ! કામ તો સદાય છે જ ને ? થોડો વખત બેસો તો ખરા !'

હું પણ ત્યાં જ ઊભેલ, એટલે મને થયું કે આવા સરસ લેખક એક પાનવાળા સાથે આટલી છૂટ કેમ લેતા હશે ? જો કે મિંયાજીનો સ્વભાવ તો ખૂબ જ મળતાવડો હતો, પણ તેમની લહેરીલાલા જેવી વર્તણૂક જોઇને મને તેમાં સંસ્કારીતાની ગંધ પણ ન આવતી. હું તો તેમને એક પાનવાળાની દૃષ્ટિએ જ જોવા ટેવાયેલ, એટલે મને સહેજે આશ્ચર્ય થાય જ.

હું પાન ખાઇને ચાલવાની તૈયારી કરતો હતો, પણ આજે મને મિયાંજી જવા દે તેમ નહોતા, એટલે તેમણે કહ્યું.

'અરે મનુભાઇ ! જરા બેસો તો ખરા ! આ મી. રાવે તમારા લેખ વાંચ્યા છે હં !'

હું રાવ સામે જોઇ રહ્યો અને રાવ મારી સામે જોઇ રહ્યા. એટલે મેં કહ્યું.

'મી. રાવ તમે તો અજબ લખો છો. તમારા પરિચયથી મને ખૂબ જ આનંદ આવશે.'

'ભાઇ ! હું તો એક મહાસાગરમાં બીંદુ સમાન છું. મારામાં તે શું હતું ? આપણે તો ભાઇઓ જ છીએ. મને તો અતડાઇ તરફ ઘૃણા છે,'

'કેમ મિંયાજી સાચું કહું છું ને ?'

'અને મિંયાજી તમે કાલે કેમ નહોતા દેખાયા ? શું કોઇ નાજનીનાં નયનોની ભુરકી તો નહોતી લાગી ને ?'

'અરે રાવ સાહેબ ! તમે ય પણ કાં મને અન્યાય કરવા મંડયા ?'

તે વખતે અમારી નજર મિંયાજી સામે જ હતી. તેમાં તરવરતી દિલની ઊંડી આહ જોઇ અમે ચમકી ગયા ! અમને લાગ્યું કે જરૂર મિંયાજીનું જીવન જાણવા જેવું છે.

એટલે મારા મિત્રે કહ્યું.

'મિંયાજી, ખૂબ દુઃખ લાગ્યું ? માફ કરજો હં, એ તો જરા હસવાની વાત હતી.'

'ના ના ! જરા ય દુઃખ નથી થયું. તમારો દોષ શું ! અમારો ધંધો જ એવો છે કે મશ્કરી સ્હેજે જ થઇ જાય.'

'સલામ મિંયાજી ! હવે રાત્રે મળીશું.' કહી હું તથા મારા મિત્ર ઘર તરફ જવા નીકળ્યા. રસ્તામાં નિશ્ચય કર્યો કે એક વખત તો મિંયાજીનું જીવન જાણવું જ.

એક બે મહિના તો એમને એમ નિકળી ગયા. અમારો પરિચય પણ ખૂબ વધી ગયો. એક દિવસ રસ્તે હું તથા મારા મિત્ર ચાલ્યા જતા હતા ત્યાં મિંયાજી મળી ગયાં; એટલે એમણે દુકાન તરફ જવાનું માંડી વાળી અમને તેમને લઈ ઘેર ગયા. એક નાનકડા ઘરમાં તેઓ એકલા જ રહેતા. સ્વચ્છતા ને સુઘડતા એક સ્ત્રીના હાથે રહે તેના કરતાં પણ સરસ હતાં.

એક નાનકડા કબાટમાં નાનીશી લાયબ્રેરી હોય તેમ ચોપડીઓ ગોઠવેલ હતી. થોડાંક માસિકો ને અઠવાડિકો પણ પડેલ તે તેમની સાહિત્યપ્રિયતા બતાવતા હતાં.

અમે તો હજી આ બધું જોતા જ હતા ત્યાં તો મિંયાજી ત્રણ કપ ચા બનાવીને અમારી પાસે આવ્યા; અમે ત્રણે ચા પીવા લાગ્યા.

મારા મિત્રે આ તકનો લાભ જવા ન દીધો.

'મિંયાજી ! તમે આ ધંધો કેમ પસંદ કર્યો ? તમે તો સંસ્કારી જણાવ છો.'

'ભાઈ રાવ, તમને શું કહું ! મારૂં જીવન આપ જાણશો તો મારા પ્રત્યેનો સદ્‌ભાવ પણ ગુમાવી બેસશો. માટે જે છે તે આજ મારું જીવન સમજી લ્યો; એમાં જ મજા છે.'

'ના ના ! મિંયાજી, આજ તો ભલે તમને દુઃખ થાય; પણ તમારૂં જીવન જણાવો જ !'

'સાંભળો ત્યારે. હું એક લક્ષાધિપતિનું ફરજંદ છું. મારા પિતાની દારૂની દુકાન હતી. ખૂબ જ ધીકતી ઘરાકી. અડખેપડખેનાં ગામોમાં

પણ અમારે ત્યાંથી દારૂ જતો. બીચારી કેટલી યે આશાભરી યુવતીઓના આશાદીપ ઓલવાઇ ગયા, એ બધાયના નિસાસાનો પૈસો અમારી તીજોરીમાં ભેગો થવા લાગ્યો.

પૈસાની તો કંઇ કમીના ન હતી, પણ મારા પિતાને એક સવાશેર માટીની જ ખોટ હતી; પણ પ્રભુ એ પાપી ઉપર કોઈ ઊંડા આદેશથી જ રીઝયા અને મારા પિતાની ત્રીજી વખતની પરણેતરથી મારો જન્મ થયો. હું ફૂલની માફક ઊછર્યો. સોળ વર્ષની ઉમરે તો જગતમાં મારા જેવો કોઇક જ અનાચારી યુવાન હશે તેવો હું બની ગયો.

સત્તરમે વર્ષે ઇન્ટરમાંથી મેં કૉલેજ છોડી. એક પરીસુરત નાજની સાથે મારાં લગ્ન થયાં. લગ્ન પછી એક વર્ષ બાદ મારી સ્વચ્છંદતા જોતાં જોતાં લકવાના દરદથી પીડાઇને મારાં પિતા તથા માતા ગુજરી ગયાં. હું સ્વતંત્ર થયો ! પછી બાકી રહે જ શું ? કોઇ પણ વ્યસન કે દુર્ગુણની મારામાં ખામી ન રહી. પોતાની સ્ત્રી એટલે સ્વચ્છંદે વિહરવાની હવસની પૂતળી ! એથી વધારે ઊંડા ઊતરી એ કોમળ સ્ત્રી હૃદયને જાણવાની મને ફુરસદ જ ન હતી.

'બિચારું એ પુષ્પ અકાળે કર...મા...ઇ ગયું.'

મિંયાજીની આંખમાં આંસુ આવી ગયાં. પણ તેમને તો આજે હૃદયનો ભાર હલકો કરવો હતો એટલે તે લુછીને શરૂ કર્યું.

'બીજી બાજુ મારી પાસે રહેલ સર્વ મિલકત ફના થઈ ગઇ, ઉપર દેણું થઇ ગયું, પણ મને હજી સાન ન આવેલ, એટલે મારે રહેવાના બંગલા ઉપર ૧૦૦૦૦ ઉપાડી મેં પાછું ફરી લગ્ન કર્યું. મારી બીજીવારની સ્ત્રી ખૂબ જ વ્યવહારૂ અને ભલી હતી. હું કાંઈ કમાતો ન હતો, એટલે તે બેઠી બેઠી સીવણ ગૂંથણ કરતી અને ઘર ઉઘાડું ન પડવા દેતી.

એક વખત હું બહારથી ઘેર આવતો હતો, ત્યાં ઘરમાંથી એક પુરુષને મેં બહાર નીકળતાં જોયો. ખરી રીતે તો તે પુરુષ મારી સ્ત્રીને સીવવા ગૂંથવાનું કામ આપતો તે હતો, અને પૂરું થયેલ કામ લેવા માટે આવેલ હતો, પણ મારું શંકિત હૃદય એ કેમ માને? મને થયું કે મારી સ્ત્રી જરૂર એની સાથે પ્રેમમાં છે. 'આંખમાં કમળો હોય તે પીળું જ દેખે' એ ન્યાયે મારાં કૃત્યો એટલાં ખરાબ હતાં કે મારી દૃષ્ટિએ કોઇ સ્ત્રીને હું સારી જોઇ જ ન શકતો. એમાં ય આજે મારા જ ઘરમાંથી પુરુષને નીકળતો જોયો એટલે પછી પૂછવું જ શું?

ક્રોધમાં ને ક્રોધમાં રાત તો માંડ માંડ પડી. રાત્રે આ હાથે જ એ કુમળા ફૂલને ચીમળાવી છૂંદી નાખ્યું. અરે....રે એ વખતની શું તેની દયાર્દ્ર આંખો! રાવ...રાવ શું કહું...હું બહુ પા...પી છું.'

મિંયાજી આખા શરીરે ધ્રૂજવા લાગ્યા; તેની આંખોમાંથી તો આંસુઓના ધોધ છૂટયા. અમને લાગ્યું કે અમે ખરાબ કર્યું છે. બીચારાના જીગરને કેટલું દુઃખી કર્યું! અમે તેમને આશ્વાસન આપ્યું અને જવા માટે ઊભા થયા, પણ મિંયાજી આજે અમને જવા જ શેના દે?

'બેસો બેસો! એ દયાર્દ્ર આંખોમાંથી જ મેં મારું દરદ પારખ્યું, મારા જીવનની મને ઝાંખી થઈ, મારા પિતાના પાપના પૈસાની મને યાદ આવી, હું ધરાઇ ધરાઇને રોયો.

સવારે મારી સ્ત્રીની લાશ લઇને સગાવહાલાં ગયા, પણ મને એટલો તો આઘાત થયેલ કે ચોવીસ કલાક તો હું ભાનસાન વગર જ પડયો રહ્યો! ખૂબ જ ઉપચાર પછી મને શુદ્ધિ આવી. હું ઉઠયો! ગાંડાની માફક હું...તે...નો...ખૂ...બોલવા જઉં ત્યાં મારા એક મિત્રે મારું મેઢું બંધ કરી દીધું. મને જાણ થઇ કે આ પ્રસંગનો તો મારા એક

સગાની લાગવગથી પંચક્યાસ પણ થઇ ગયો છે, અને હૃદયના રોગથી મૃત્યુ નિવડેલ છે, એમ જાહેર કરી દેવાયું છે. જગતની દૃષ્ટિએ હું નિર્દોષ ઠર્યો, પણ મારૂં હૃદય તો હવે એ દયાર્દ આંખો કેમ ભૂલે ! ડગલે ને પગલે એ દૃષ્યમાંથી મને ખરૂં ભાન થયા કર્યું. મારા બંગલાને મેં ૧૨,૦૦૦ માં વેચી નાખ્યો. તેના ઉપર લીધેલ ૧૦,૦૦૦ ના વ્યાજ સહિત ૧૧,૦૦૦ આપી હું છૂટો થયો. ગામમાં બીજાં ઘરો હતા તે પણ વેચીને ગામનું દેવું ચૂકવી દીધું.

બાકી મારી પાસે રૂ. ૫૦૦ રહ્યા. જ્યારે હજારોની છાકમછોળ ઊડતી ત્યારે મિત્રો પણ ખૂબ હતા. પણ એ મિત્રો તો મારી આ સ્થિતિ જોઇ ગેબ જ થઇ ગયેલા અને એ પૂરતો હું પ્રભુનો પાડ માનવા લગ્યો.

વધેલ રૂપિયામાંથી અત્યારે ચાલે છે તે પાનની દુકાન અને આ ઘર રાખ્યું. ઇશ્વરકૃપાથી દુકાન સારી ચાલે છે. એમાંથી આવતી આવકમાંથી હું મારા પાપનું પ્રાયશ્ચિત કરૂં છું.

હું મારા અધઃપતનનાં કારણો જાણું છું, એટલે શ્રીમંતોના પુત્રોને મારી દુકાને આકર્ષી લહેરીલાલા જેવી પહેલી વાતો કરૂં છું, પછી તેમને સારે રસ્તે વાળવા પ્રયત્ન કરૂં છું.

ગામના ખરાબ લત્તામાં જઇ દુઃખનીમારી પોતાના હૃદયને અકાળે કરમાવવા તૈયાર થતી સ્ત્રીઓનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કરું છું. કેટલાયના જીવન જોડી દઉં છું અને કેટલાયને મારા ગજા પ્રમાણે આર્થિક મદદ કરી એ દોઝખી આગમાંથી ઉગારવા પ્રયત્ન કરૂં છું.

જગત મને એક પાનવાળા તરીકે ઓળખે છે. અને મારી આવા લત્તામાં અવરજવર રહે છે એટલે હું જગતની દૃષ્ટિએ લહેરી લાલા જેવો જણાઉં છું; પણ મારા એ કાર્યપ્રદેશમાં હું 'મિંયા બાપુ'ના નામથી ઓળખાઉં છું. મારૂં ને મારા પિતાના

પાપનું પ્રાયશ્ચિત આ રીતે હું કરૂં છું. એમાં મારે જગતને શું દેખાડવાનું હોય ? જગત ભલે બોલે ? અને એમાં એનો દોષ પણ શો ? હું આત્મસંતોષ માટે આ કરૂં છું અને મને આથી સંતોષ છે. બીજું મારે શું જોઈએ ? પ્રભુ મને આ ઝૂંપડીમાં અને આવા જીવનમાં નીતિભર્યો રહેવા દે એથી વધારે મને કાંઇ ન જોઇએ !'

'ઓહ......હો ત્રણ થઇ ગયા !'

'મિંયાજી, હવે તો જઇશું. તમે તો ખરેખર સરસ કામ કરી રહ્યા છો. પ્રભુ અવશ્ય તમારા પાપની માફી બક્ષસે જ. લ્યો સલામ ત્યારે !'

અમે ઊઠયા ! મિંયાજીની કરૂણ કહાણીએ અમને બન્નેને ગંભીર બનાવી નાખેલ, મારા હૃદયમાં તો આવા સરસ માણસને અત્યાર સુધી ઘૃણાની નજરે જોવા બદલ પશ્ચાતાપ થતો હતો.

'કેમ મનુભાઇ ! હવે તો સમજ્યાને ? હું શા માટે આવા સાથે હળીમળીને વાતો કરું છું ?'

'ખરેખર રાવ ! તમે મને નવી જ દૃષ્ટિ સંપડાવી છે !'

'ભાઈ ! મહેલ અને મહેલાતોમાં રંગરાગ ઉડાવતા શ્રીમંતોને તો સમાજની કાંઇ પડી નથી, એટલે એમાંથી મેળવવાનું પણ શું હોય ? પણ બટકું રોટલા માટે રઝળતા ગરીબોના ઝૂંપડામાંથી જ સમાજનું સાચું દરદ નીતારી શકાશે.'

મારા હૃદયમાં પડઘો પડયો કે 'ખરેખર ! બટકું રોટલા માટે રઝળતા ગરીબોના ઝૂંપડામાંથી જ સમાજનું સાચું દરદ નીતારી શકાશે !'

'અચ્છા સાહેબજી ! રાત્રે મિંયાજીની દુકાને ભેગા થઇશું !' કહીને મારો મિત્ર તથા હું છૂટા પડયા. રસ્તે મારા હૃદયમાં મિંયાજી પાનવાળો જ રમતો હતો.

# દીવાની

અંતરના આઘાતથી, મસ્તિક ભ્રમ જો થાય,
દીવાનો દુનિયા કહે, વૃથા જીંદગી જાય.

ઉજી તો દેવસ્થાનોની ઝાલરોનો રણુકાર પણ શમ્યો નહતો, ગામની શેરીઓ ઉપર એઠવાડનો છંટકાવ શરૂ થયેલ, અને ઓટલા ઉપર નાખેલ ભાતના છેલ્લા દાણા માટે કૂતરાઓ લડતા હતા, ત્યાં તો ગામમાં બોમ્બ પડયો હોય તેમ વાત ચાલી કે શ્રીધરભાઈ ને હીરીએ બે તમાચા ચોડી દીધા.

હીરી એએક મહિનાથી રખડતી રખડતી ગામમાં આવેલ. ઘણી વખત તો સ્મશાનમાં છાજીયાં લેતી અને રોતી. હીરીને દેખી ગામના કેટલા ય કાચા પોચા માણુ-સોને તો ત્રણ ત્રણ દિવસ તાવ આવેલ. ખબર પડે કે એ તો હીરી હતી, ત્યારે જ બીક જતી.

શ્રીધરભાઇ ગામમાં આવેલ જીનીંગ ફેકટરીના માલિક હતા અને પ્રતિષ્ઠિતોમાં એક ગણાતા, એટલે એમના ઉપર પડેલ તમાચાથી ગામ કકળી ઊઠયું.

જીવકોર ડોસીનું આંગણું હજી ખાલી હતું, પણ આ વાત સાંભ-ળતા તો ઝટપટ કામ પતાવી બેસવા આવનાર સ્ત્રીઓ વેળાસર આવવા લાગી. જીવકોર ડોસી ભારે વાતોડિયાં, એટલે રોજ રાત્રે બેસીને કેટલીએ કૂથલીઓ અને અલક મલકની વાતો થાય. સ્ત્રીઓને પણ બહુ ગમત આવે એટલે રોજ આવી સભા ભરાય.

ઘણી વખત હીરી પણ ત્યાં આવી ચડતી, રોઈ પડતી ને ચાલી જતી.

આજ તો શ્રીધરભાઈને તમાચા માર્યાની વાત આવેલ, એટલે બેચાર સ્ત્રીઓ વધારે ભેગી મળેલ. જીવકોર ડોસીનો ફૂલો શ્રીધરભાઈના કારખાનામાં જ નોકર હતો એટલે ડોસી તો સમસમી ઊઠેલ.

'રાં.. ડ ડાકણ ક્યાંયથી ગામમાં ટળી છે તે કોઈને સખ જ નથી પડવા દેતી.' ડોસીએ આવતાં જ વાત ઉપાડી. 'શ્રીધરભાઈ જેવા અમુલખ માણસને એ રાં...ડ કાળમુખીએ તમાચા માર્યા. હ...રિ...હ....રિ.'

હું ડોસીની પાડોશમાં જ રહેતો. ગામનો યુવાન વર્ગ શ્રીધરભાઈની દંભી વર્તણૂક અને કરણીથી શંકાશીલ હતો. હું પણ એ માહેલો એક ગણાતો એટલે કાંઈ જાણવાનું મળશે એમ સમજી જાળીમાં પથારી લાવી ઘરમાં છું જ નહિ એવી રીતે પડયો પડયો સાંભળવા લાગ્યો.

'પણ બા....આપણા પાડોશમાં રહેતા પ્રવીણભાઈ ઘણી વખત એમના મિત્રો સાથે વાત કરતા હોય છે, ત્યારે આપણને લાગે છે કે શ્રીધરભાઈ જોઈએ તેવું માણસ તો ન ગણાય.'

'હવે બેસ ડ...ઈ ! આજના જુવાનડાઓથી તો તોબા ! અને ઈ પરવિણ તો ઈ...તો ...તોબા.'

હજી ડોસીનું વાકય પૂરું થાય ત્યાં તો હી...રી કહેતાં સ્ત્રીઓ ઊભી થઈ ગઇ. આજ તો નમણી અને રૂપાળી હીરી તેમને રાક્ષસ જેવી લાગી. પણ હીરી તો આવતાની સાથે જ ધ્રુસકે ને ધ્રસકે રોઇ પડી. સ્ત્રીઓનું કુમળું હૃદય દ્રવી ઊઠયું.

કાળમુખી કહેનાર એ જીવકોર ડોસીએ જ ઘરમાંથી કાંઇક ખાવાનું આપી પાણી પાયું. હીરી તો જાણે ડાહી ડમરી હોય તેમ બેસી જ રહી. બીજી સ્ત્રીઓએ પણ મન મોકળું કરી બેઠક લીધી.

'હીરી, તું ઘણી વખત કેમ રોયા જ કરે છે બેન? તારું ગામ કયું ? કોઇક દિવસ કંઇક વાત તો કર!'

'હા...હા...હા...હા' કરતી હીરી હસી પડી. જાણે જગત ઉપર પ્રલયકાળના ઝાપટા લાગતા હોય તેમ તેના એ હાસ્યમાં જગત સળગતું લાગ્યું.

બેઠેલ સ્ત્રીઓના હૃદયનાં થડકારા વધી પડયા, બીજી જ ક્ષણે હીરી ગંભીર થઇ ગઈ.

'હું ય બેનો, તમારા જેવી મજાની સોને મઢેલ ચૂડલીઓ પહેરતી, કપાળે ચાંદલો ને ગળામાં ફૂલહાર નાખીને પાણી જતી. મારી ઉમર તે વખતે પંદરેક વર્ષની હશે. મારા ધણી થાકીને કામથી ઘેર આવે ત્યારે એમને રાજી રાખવા હું મરી પીટતી અને તેમનો ય મારા તરફ ખૂબ જ પ્રેમ હતો. અમે અમારા નાનકડા માળા શા ઘરમાં કિલ્લોલ કરતાં પંખીડાની માફક એકબીજાને દુઃખે દુઃખી ને સુખે સુખી રહી આનંદ કરતાં, પણ અદેખી કુદરતે એવા કોઈનાં સુખ ટકવા દીધાં છે? ગામમાં ઇન્ફલુએન્ઝાના વાયરા વાયા ને એ મારો આતમરામ પણ તેમાં ઝડપાયો...' હીરીની આંખમાં આંસુ આવ્યાં, બોલતાં બોલતાં ડૂમો ભરાઇ આવ્યો.

'હું જગતમાં એકલી અટૂલી થઇ પડી. કાળે આંતરે કામ કરીને મારા ધણી રૂપિયા પચીસ લાવતા એટલામાં ખાઇપીને લહેર કરતા. બચત તો શાની રહે જ ? એટલે એ મરતાં તો મારે ઊંચે આભ ને નીચે ધરતી !

મારું ઘરેણુંગાંઠું વેચી તથા દળણાંપાણી કરીને હું જીવન વિતાવતી. પણ તે વખતે મારી ભરજુવાની એટલે એ આંધીમાં હું ય સપડાઇ. અરે, સાચું કહું તો સપડાવી !

અમારા ગામમાં પ્રતિષ્ઠિત ગણાતા અને 'સત્ય બચન અરૂ દીનતા પરસ્ત્રી માત સમાન'નાં સૂત્રો લલકારતા એક વિધુરને ત્યાં હું તેના આશ્વાસનથી નોકર રહી. મારૂં જીવન મને સલામત લાગ્યું. હું બાળકોને રમાડતી અને આનંદ કરતી, પણ એ સેતાનની મનોવૃત્તિ શુદ્ધ ન હતી. તેણે મને ભોળવી. યુવાનીની આગ પર કાબૂ રાખી સંયમી જીવન જીવવા માટે મેં એ સ્થળ પ્રસંદ કરેલ, પણ તેણે તો મારી આગ ઠારવાને બદલે વધારે સતેજ કરી. હું તેમાં હોમાણી. બે વર્ષ તો એ દોઝખી કૃત્ય મને સ્વર્ગીય લાગ્યું. હું મારા પ્રેમાળ પતિની સ્મૃતિ પણ ભૂલી, પણ પાપ કાંઇ છાબડે ઢાંકયું રહે છે ?

મને ગર્ભ રહ્યો. તેને મેં પૂનર્લગ્ન કરી લેવા વિનવ્યો, પણ એને મારી નો'તી પડી, એને તો એની હવસખોરી સંતોષવા પૂરતું જ કામ હતું.

એક દિવસ હું બેઠી હતી, ત્યાં સાથે બેત્રણ ગૃહસ્થોને લઇને મારા શેઠ આવ્યા. તેમણે મને બોલાવી. મને લાગ્યું કે કાંઇક રસ્તો કાઢશે, પણ તેણે તો પેલા સજ્જનોને કહ્યું કે મારી પ્રતિષ્ઠાને માથે આ બાઇ પાણી ફેરવવા તૈયાર થઇ. હું સમજેલ કે એ ખાનદાન છે, એટલે મારા બાળકોને રાખશે અને બીચારી ખાઇપીને આનંદ કરશે; પણ અત્યારે આપ અને હું જોઇ શકીએ છીએ કે એ જરાય

સંયમ નથી રાખી શકી. મારું હૃદય ખૂબ જ દ્રવે છે, પણ હવે એને મારા ઘરમાં એક મિનિટ પણ હું રાખું તો પ્રભુ અને સમાજનો દ્રોહી ગણાઉં !'

હું તો એ શેઠના શબ્દો સાંભળી દીંગ જ થઇ ગઇ. કાંઇ બોલવા પ્રયત્ન કરું તે પહેલાં તો એ બોલી ઊઠયા–

'બહેન ! આપ હવે ગમે ત્યાં જઇ શકો છો. આ રૂપિયા વીસ તમને હું આપું છું. તમે પ્રાયશ્ચિત કરી સુધરો એવી મારી પ્રભુ પાસે પ્રાર્થના છે.'

'અરે ! પણ તેં...'

'બસ બસ ! વધારે હું સાંભળવા નથી માગતો !' કહી તેણે મને બાવડું ઝાલી બહાર કાઢી. મેં તેના રૂપિયા ફગાવી દીધા. ત્યારથી મારૂં મગજ ભ્રમિત થયું, હું ગાંડી થ . ઇ...હા...હા...હું ગાંડી થઈ. જગત મને ગાંડી ને પાપીણી કહેવા લાગ્યું. મારી વાત કોણ માને ? મને પૂરા દહાડા જતા હતા. ત્રીજે દિવસ નદી કાંઠે રાત્રે મને બાળક જન્મ્યું. જો હું તમારા જેવી ચૂડલી પહેરવાને અને કુંમકુમનો ચાંલો કરવા ભાગ્યશાળી હોત તો એ દેવે દીધેલ ફૂલની ફોરમ મને આનંદિત કરત. પણ મને ભાનસાન તે વખતે કયાં હતા ? મારા હાથે જ એ ફૂલડાંને મેં કાપ્યું, ઉપર નાચી અને સમાજની ભયંકરતા ઉપર શ્રાપ વર્ષાવ્યા. તે દિવસથી હીરી ગાંડી થઇ રખડું છું. નહિતર મારું નામ હીરકુંવર હોત ! પણ હા....હા....હા જગત મારૂં કયાં સાંભળે છે ? અરે ! મને છેવટે વનિતા વિશ્રામ જેવી સંસ્થામાં મૂકવા જેટલી પણ એ સજ્જનતા બતાવી ન શકયો. પણ હા ! એ સજ્જન જ કયાં હતો ? તેને તો જગતની આંખે પાટા બાંધી મહાલવું હતું. અને ખરે જ આજે જગતને પણ અંધાપો જ જોઇએ છે ને !'

'પણ તેં શ્રીધરભાઈને ધોલો કેમ મારી ?'

'માજી એ શ્રીધર બીધરને હું ન ખોળખું ! મારા બાલુડાંને હું રેતમાં ગોતતી હતી ત્યાં નિર્જન એકાંતમાં આવી મારો હાથ પકડયો. મને કહે કે તને કાંઈક આઘાત થયો છે. ચાલ, નકામું તું તારૂં સૌંદર્ય શા માટે વેડફી નાખે છે ? હું તને પગાર આપી મારા જીનમાં રાખીશ. તારૂં દિલ શાંત થશે.'

'મને એ શબ્દોએ એક વખતની કડવી યાદ આપી. અને હા....હા હું મારાં ફૂલડાંને ગાણા ગાતી શોધતી હતી તેમાં વિક્ષેપ શા માટે કરે ?

'હું તો ગાં....ડી મેં તો લાતો ચોડી દીધી. એ તો સારા હોય, કે ખરાબ હોય, પણ મેં તો ચો...ડી દીધી. હા...હા...હા. ચો...ડી. દીધી.'

બધાયને લાગ્યું કે ગાંડપણ શરૂ થયું.

'અરે...આ હા...હા ! શું તેનો પ્રેમ ? પણ મને એકલી નિરાધાર મૂકી, એ તો ચાલ્યો ગયો અને શું એ ફૂલડાંનું રૂ...અ ! હા...હા...હા !'

જીવકોર ડોસીને પણ લાગ્યું કે ખરેખર એને ગાંડપણ શરૂ થયું.

'હીરી ! બાપુ ! જા હવે !'

'હા...હા...હા. માડી ! આ ચાલી, મને કોણ સંઘરે તેમ છે ?'

ભાગી ! ભાગતાં ખડકીના કમાડ સાથે અથડાઈ ને પડી. પડતાં જ નીચે જ કમાડને આડો દેવા એક અણિયારો પથ્થર પડેલ તે તેના કપાળમાં પેસી ગયો. ધધક...ધધક કરતી લોહીની પરનાળ છૂટી. અંદરના આઘાતે તડફડતું હૃદય બાહ્ય આઘાતે વધારે તડફડી ઊઠયું.

'જગતમાં મને કો...ણ સં...ઘ...રે હા...શ...' કહેતાં સમાજ ઉપર શાપ વર્ષાવતું તેનું પ્રાણપંખેરું ઊડી ગયું.

અત્યાર સુધી કઠણ હૈયે કથની સાંભળતી સ્ત્રીઓનાં હૈયાં હાથ ન રહ્યાં. મોકળે મને બધી સ્ત્રીઓ રડી પડી.

'સમાજમાં આટલો દંભ ?' એ પ્રશ્ને કોમળ હૃદયોને વીંધ્યાં, પુરુષના હાથનો હીરીના શરીરે સ્પર્શ પણ ન થવા દેતાં અંતિમ ક્રિયા સ્ત્રીઓએ જ કરી. અને એ દુઃખિયારીની કથા તાજી રહે અને સમાજના દંભથી બ્હેનો ચેતતી રહે એટલા ખાતર તેમના જ પદરના પૈસે તેમણે ગામને ગોંદરે હીરીની સમાધી ઊભી કરી. ઉપર લખ્યું 'હીરી દીવાની !'

# વેઠા જેવડી વહુ

આજે આખા વાસમાં આનંદ આનંદ થઈ રહ્યો હતો. જ્યાં જુઓ ત્યાં સવજી ડોસાના રૂપલાની જ વાત ચાલતી હતી.

'માળો પણ, અમદાવાદમાં જ પરણ્યો. કે સે કે બહુ ધામધૂમ કરી હતી.'

'ધામધૂમ તો કરે જ ને ! એનો હહરો કંટાટર સે.'

'આ દલીઆનેય રૂપલે પેલાં મિલમાં રાખી દીધેલો પણ એ રાંગડ રે કંઈ. પંદર દા'ડામાં તો પાસો આવતો રીયો. હવે દાડિયું કૂટી ખાય ને મજા કરે.'

'હ્યો હાલો, આવો સો ને વાલી ડોસી પાંહે ?' ટોળેવળીને ઉભેલ બૈરીઓમાં હમણાં જ આવીને ભળેલ મોંઘીએ કહ્યું.

'હા હા. ત્યાં જ જાતા'તા.'

કહી બધીયું ચાલી નીકળી. વાલી ડોસી ને વાસની બીજી બૈરીઓ ઘર શણગારવામાં પડી હતી. આજે સાંજે

તો રૂપલો પરણીને આવવાનો હતો. મોટા કોન્ટ્રેકટરની દીકરી લઇને આવવાનો હતો. સામૈયાની પણ તૈયારી કરવાની હતી.

ઘરનો પુરુષ વર્ગ તો બધો અમદાવાદ ગયો હતો. ઘેર હતા ફક્ત વાલી ડોસી.

‘વાલીમાં, ઢોલીઓ આવી ગયા સે. ગાડાનું પણ કઇ દીધું સે.’ વાસના એક જુવાનડે ખબર આપ્યા.

‘ભલે બાપા. હવે કેટલા કલાક રીયા ?’

‘હવે તો અડધી કલાક સે.’

‘બસ. તારે હવે આપણે બાકી શું રીયું ?

‘કંઇ રેતું નથી’

‘રેજ નઇ ને. મારા હાથપગ તો તમે સૌ સૌને બાપલા. મારે શી ફકર સે.’ કહી ડોસીએ નીરાંતે છીંકણીનો દમ ખેંચ્યો.

સાંજે વાજતે ગાજતે સામૈયું કરી રૂપલાને વાસમાં લઇ આવ્યા. સવજી ડોસાએ બે દહાડા નાત જમાડીને વાહવાહ કેવરાવી. અમદાવાદમાં તો ડોસાને પાઇનું ય ખરચ નહોતું થયું. રૂપાને કંકુ કન્યા મળી હતી.



વજી મોટા કંટ્રાકટરની દીકરી ને વળી મોઢે ચડાવેલી. શહેરમાં ફરેલી એટલે એને રામપુરનો વાસ સાંકડો લાગતો હશે, તેમાં વસતા માનવીઓ એને અડબૂથ ને ગમાર દેખાતા હશે. ગમે તેમ પણ પરણ્યા પછી પંદર દહાડા તો તે માંડ મરજાદમાં રહી, પછી તો તેણે લાજબાજનું ઝાઝું લક્ષ ન રાખ્યું.

મજાની બુટ્ટાદાર કોરની સાડી તે પહેરતી. પગમાં ચંપલ ને હાથમાં તેના બાપને ત્યાંથી લાવેલ બંગડીઓને ઝીણી ચૂડલીઓ સાથે

ખખડાવતી તે ચટપટ કરતી નીકળતી ત્યારે વાસના જુવાનડાઓ પાણી પાણી થઇ જતા. મોટેરાઓ મોઢું મચકોડતા.

ઘણી વખત તો વજીના માથેથી સાડી સરી જતી ને તેનો રૂપાળો કાળા મણીધર જેવો છૂટો ચોટલો કેડ સૂધી ઝૂલતો. તેમાં ખોસેલ પીનો ઘરડાઓ સામે દાંતિયા કરતી ચમકતી છતાં તે માથે ઓઢવાની દરકાર ન કરતી.

'આતો હવે હદ થાય સે. વાહની ઠામુંકી મરજાદ જવા બેઠી લાગે સે.' રૂપાની નશીબદારી માટે વાતો કરતી પેલી સ્ત્રીઓએ જ ટીકા શરૂ કરી.

'હા બાઇ, આતે રાંડ વઉ સે કે વવો એજ નથ હમજાતું. ખાનદાનનું છોરું નઈ'

'પણ હવે આનો કાંક ઉપાય કરવો જોઇએ.'

'ઉપાય શું થાય ? ધણીમાં માલ નઈ તો બીજા હું કરે ?'

'અરે પણ કાલ તો જગા ડો'સા હામે બેઠેલા ને વાલામુંઇ ઉઘાડા માથે નકળી.'

'પસી...'

'પસી હું. બસારા ડોહાને ફરી જવું પડ્યું.

'હાય હાય. જગા ડોહા તો પટલિયું માણહ, તેનીએ શરમ ન આવી ?'

બૈરાઓમાં જ્યારે આવી વાતો ચાલી રહી હતી ત્યારે જુવાનડાઓમાં તેલ ધૂપેલ અને પટિયા પાડવાની હરિફાઇ જાગી હતી. ચાર ચાર દહાડે લુગડા બદલતા તેમણે હવે બબ્બે દહાડે બદલવા માંડયાં. આમ એક જ માનવીએ વાસમાં કાંઇક ઓર જ રંગો ઊભા કરી દીધા હતા.

રૂપાને કાને પણ વજીની કંઈ કંઈ વાતો આવવા લાગી હતી. વાલીમાએ ને સવજી ડોસાએ પણ એક બે વખત તેને ટકોર કરી હતી. એટલે રૂપાએ એક વખત વજીને કહ્યું કે 'હાલ અમદાવાદ જઈ.' પણ વજીએ ચોખ્ખી ના પાડી. રૂપો રામપુર જીનમાં રહી ગયો. એ વાતો બધી સાંભળતો પણ એની ને વજીની આંખો મળતી ત્યારે એની બધી શંકા ઊડી જતી. ઉપરાંત તે અમદાવાદમાં રહેલ હતો. ઊઘાડા માથા રાખી તેણે બૈરાઓને ફરતા જોયા હતા. લાજનો તો રિવાજ જ નહોતો. આ બધું આંહીં અઘામું લાગે એટલે આ બધા ખીજાય છે એમ રૂપે માની લીધેલું. પણ હળવે હળવે રૂપાના કાને વજીની વર્તણુક માટે પણ વિધવિધ વાતો અથડાવા લાગી. રોજની વાતોએ સમજું રૂપામાં પણ અવિશ્વાસનું ઝેર ભેળવ્યું. તેને વજીએ અમદાવાદ જવાની ના પાડી એમાંય કંઈક શંકા જેવું લાગ્યું. તે ઝાઝો વખત સમતા રાખી ન શકયો.



'વજી આખો વાદ હવે તો કકળી ઊઠયો સે.' રાત્રે રૂપાએ વજી સાથે ચોખવટ કરવા વાત ઉપાડી.'

'શા માટે?'

'તારી આ છેલબટાઉ રીતથી.'

'તારે શું હું પહેરૂં ઓઢું નહિ?'

'એ તને કોણ કહે સે પણ કાંઈક મરજાદ તો રાખવી જોઈએ ને?'

'તે હું કયાં કોઈના સામે બોલું છું?'

'બોલતી નથી પણ બોળી મારવા જેવું કરે સે.'

'કેવી રીતે?'

'મોટેરા બેઠા હોય, માથે ઊઘડી જાય તો પણ છેડોય તારાથી સમો ન થઈ શકે?'

'એ તો મને ખ્યાલેય નથી રહેતો. રૂપા હવે હું ધ્યાન રાખીશ.' વજીએ શાંત રીતે જવાબ આપ્યો. પણ રૂપાને એમાં સ્ત્રી-ચરિત્ર જણાયું.

'બીજું, તારી વર્તણૂકની પણ હવે તો વાતો થાય સે.'

'જગત છે તે વાતો કરે. તને કેમ લાગે છે?'

'બૈરાંઓના મન કળાય નઈ.' રૂપાએ શંકા બતાવી.

'તારે હવે બીજું શું થાય?'

'બીજું કાંઇ નઈ. હવે હું જે દી' એવી વાત હાંભળીશ તે દી' તારૂં મોત સમજજે.' રૂપાએ ક્રોધથી કંપતા સ્વરે કહ્યું.

'વાત તો ધણીએ સંભળાય પણ નજરે જોયા વના તું મને મારીશ?'

'હા.'

'એ મારાથી નહિ સહન થાય.' વજીએ પણ ગુસ્સાથી કહ્યું.

'તું વઉ થઇને આંહીં આવી સું.'

'મને ખબર છે; પણ ગુલામ થઇને નથી આવી.' વજી સ્વાતંત્ર્ય સંગ્રામની સૈનિકા હતી.

'એ તો જોયું જાહે.'

'ભલે.' કહી વજી એક બાજુ જઇ સૂઇ ગઇ. રૂપો અકળામણ અનુભવતો પથારીમાં લેટી ગયો.

બન્ને નીચલા થરના છતાં સંસ્કારી જીવો હતાં. તેમાં ય વજી સારૂં શિક્ષણ પામી હતી અને રૂપો સામાન્ય લખી વાંચી શકે તેવો

પણ કમાઉ હતો એટલે એક બીજામાં પ્રેમ પણ સારો હતો. છતાં સમાજના રોજના આક્રમણે બન્નેમાં અંટસ વધારવા માંડયો.

જીવનમાં એક વખત શંકાનું ભૂત દાખલ થયા પછી એ વધતું જ જાય છે કાંઇ ન હોય છતાં આંખો જુદું જ જોવા લાગે છે.

એક બે વખત વજી ઉપર રૂપાએ મારઝૂડ પણ કરીઃ વજીએ નફટાઈ ન બતાવતા સહી લીધું હતું.

પણ ત્યાર પછી વજીએ બહાર નીકળવાનું તો છોડી જ દીધું. તે ઘર આંગણે ને ઘરમાં જ સાફસૂફી કરવામાં લાગી ગઇ.

વાસના રહેવાસીઓ એ આંગણાને જોઇ વાહવાહ પોકારવા લાગ્યા. રૂપાના ઘર આગળ નાનકડો બગીચો પણ ઊભો થયો. હળવે હળવે વાસમાં આની હરિફાઇ થવા લાગી. બધાનાં આંગણાં સ્વચ્છ ને છીંકો આવે તેવાં રહેવાં લાગ્યાં.

રૂપો વજીની આ વર્તણૂક સમજી નહોતો શકતો. જરા પણ અન્યાય સહન ન કરનાર વજીને મારઝૂડ કરી છતાં તે કેમ કાંઇ ન બોલી ? ત્યાર પછી તેણે બહાર ફરવાનું કેમ છોડી દીધું ? ગુસ્સે થવાને બદલે ઘર અને આંગણું કેમ ઉજાળવા માંડયું ? તેને આવા પ્રશ્નો અકળાવવા લાગ્યા.

પણ એકબીજાના દિલ ખોલવા કોણ પહેલ કરે એ સવાલ થઇ પડયો હતો. બન્ને મનમાં મુંઝાઇ રહ્યાં હતાં.



'વજી, મેં તને નકામી મારઝૂડ કરી ખરૂં ને ?' રૂપાએ જ પહેલ કરી.

'હશે.'

'ના ના, પણ તું મને કળાતી નથી. હું કાંઇ સમજી નથી શકતો.'

'મારામાં શું સમજવું છે?'

'તારે તું હવે ક્યાંય બહાર પણ નથી જાતી.'

'બહારનું કામ પૂરું થયું છે.'

'એટલે?'

'રૂપા....' વજીના સાદમાં આવો રણકાર આજે પહેલો જ રૂપાએ સાંભળ્યો.

'શું?'

'હું સત્યાગ્રહ વખતે જેલમાં ગયેલી એ તો તને ખબર છે ને?'

'હા જ તો. હું ય જેલમાં ગયલો.'

'હું સાબરમતીમાં હતી. તું વિસાવદરમાં હતો ને?'

'હા.'

'એ વખતે જેલમાં મને એક બે સમાજ ઉદ્ધારકો મળેલા.'

'હા...' રૂપાને આજે કંઈક નવીન જાણવા મળશે એમ લાગ્યું.

'તેમનાં મુખમાંથી એક જ વાત નીકળતી. 'બિચારા હરિજનોને નીચલા થરના લોકો ખરેખર ઉદ્ધારને પાત્ર છે. એ અજ્ઞાન માનવીઓ આપમેળે કાંઇ ન કરી શકે. તેમનાં માટે આપણે જ ભોગ આપવો પડશે.અને બીજું થાય પણ શું? એ બિચારા!' આમ એક વાતમાં દશ વખત બિચારા...બિચારા નીકળતું ને મારૂં કાળજું કપાઇ જતું. આપ મેળે આપણે કાંઇ ન કરી શકીએ? એમ મને જેલમાં જ પ્રશ્ન ઊઠેલો.' આટલું કહી વજી જરા થોભી એટલે રૂપો બોલ્યો.

'પછી?'

'પછી તો જેલમાંથી છૂટીને આપણે પરણ્યા. અમદાવાદમાં તો ઘણાય કામ કરે તેમ છે પણ આંહીંના વાસમાં તો તેય કોઇ વખત

લક્ષ નહિ આપ્યું હોય તેમ મને દેખાયું. તારો વાસ એ હવે મારો જ વાસ બન્યો હતો. મને લાગ્યું કે મારે કાંઇક કરવું જોઇએ. પણ ઉપદેશ અને તેય હું વઉ ઊઠીને આપું એનો કાંઇ અર્થ નહોતો. ઉપરાંત ઉપદેશ ઉપર મને શ્રદ્ધા પણ નથી, એટલે મેં બીજો જ રસ્તો લીધો. હું સાફ કપડાં પહેરીને ફરવા લાગી. યુવાનો ખેંચાયા. તેમણે મારા તરફ બીજી દૃષ્ટિએ જોવા માંડયું પણ હું પૂરતા ભાનમાં હતી. મને આકર્ષવા ચોખ્ખાં ને સારા રહેવાની હરિફાઇ ચાલી. હું મનમાં એ જોઇ હસતી ને મારો ઉદ્દેશ પાર પડયાનો સંતોષ લેતી. અંતે એમનામાં ચોખ્ખાં રહેવાની ટેવ ઘૂસી ગઈ. તારો માર ભલે ખાધો પણ એટલું તો થયું ને ?' કહી વજી હસી. રૂપો તેના નિર્દોષ હાસ્યને નીરખી રહ્યો.

'પછી ગંદા રહેતા વાસના આંગણાં મને સતાવવા લાગ્યા. હું આપણું આંગણું ને ઘર સ્વચ્છ રાખવા લાગી. એ જોઇ 'હવે વેઢા જેટલી આજ કાલની નવતર આપણા કરતાંય સારૂં રાખશે' કહી બધાએ હરિફાઈ આદરી. ને વાસના આંગણાં ટાંકલા જેવા બન્યા. એ હવે રહેવાના જ. સ્વચ્છતાની તેમને ટેવ બંધાઈ જવાની. રૂપા, હજીએ આપણામાં બેચાર અપલક્ષણો છે તે ય આવી અવળી રીતે જ હું સુધારવાની છું. પણ તારે તો તું રહે છે એમ જ રહેવાનું હં ! મને એક બે ધોલ મારવી પડે તો તું તારે મારી લેજે.'

'લે રાખ હવે. તું હજી મને શરમાવીશ ?' રૂપો બોલી ઊઠયો.

'એમાં શરમાવવાનું શું છે ? મારે તો પેલા સમાજ ઉદ્ધારકોમાંથી કોઇક આવે તો તેમની 'બિચારા' કહવાની ટેવ છોડાવી દેવી છે.'

'તું જરૂર સોડાવી દઇશ.' કહી રૂપો હર્ષથી બોલ્યો.

'મને ય બનાવ્યોને ? ભારે જબરી. તારા જેવી અકેક વેઢા જેવડી વઉ ગામે ગામના વાહમાં પેદા થાય તો ય બસ સે.'

'મારા જેવી નફ્ટ વઉ!' કહી વજી હસી. રૂપો પણ ખડખડાટ હસી પડયો.

હાસ્યનો અવાજ સાંભળી બહાર સૂતેલ સવજી ડોસો પડખે જ સૂતેલ વાલી ડોસીને ઉદ્દેશી બબડયા, 'વાલી, આપણેય એક વખત જવાની તો હતી જ, પણ કેવી મરજાદમાં રહેવું પડતું એ આજ કાલના સોકરા કાંઇ સમજે સે. આમને તો હા....હા....હા...ને હી...હી...હી...જાણે ગાંઠે બાંધ્યું !'

'હસે, સોકરા સે ભલે ગલતાન કરે.' વાલી ડોસી જુલાનીના સ્વપ્ના ઝટ શરૂ થાય એટલા માટે પડખું ફરી સૂઇ ગયા. સવજી ડોસા પણ,—

'સાલું આવું તે હોય !' બબડતા બબડતા સૂઇ ગયા. રૂપે ને વજીએ કયાં સુધી ગુલતાન કર્યું હશે એ જોવાની આપણે કાંઇ થોડી જ જરૂર છે ?

# આત્માની ચીસ

પાંત્રીસ વર્ષ સુધી એકધારી કારકુનની ખેંચ્યા પછી આજે બે વર્ષથી તેના પિતાએ આંખો ખોઇ હતી. કમાણીની પાઇએ પાઇ તેઓએ સુધીન્દ્રની કેળવણી પાછળ ખર્ચી હતી. સુધીન્દ્રને બી. એ. થયા આજકાલ કરતા દોઢેક વર્ષ થવા આવ્યું હતું.

કોઇની પણ લાગવગ વગરનો સુધીન્દ્ર નોકરી માટે વલખાં મારતો, કંઇકના ઊંબરા ઘસી નાખતો હતો. કૉલેજમાં સેવેલ સામ્યવાદી વિચારો, જીવન જીવવા માટે ઘડેલ ભાવના અને આદર્શોના સ્વપ્નો તો ક્યાંય સંતાઇ ગયા હતા.

દોઢ વર્ષ પછી રૂપિયા પિસ્તાલીસના પગારથી તેને એક મિલમાં કારકુની મળવાનો જવાબ મળ્યો હતો. તે કાલે રાજનગર જવાની તૈયારી કરતો હતો. ઘેર માતાપિતા ને એક નાના ભાઇને મહિનો ચાલે તેટલુ સીધું ખરીદવા માટે ગામમાં નીકળ્યો હતો.

પત્નીને બે મહિના પછી ત્યાં લઈ જવાનો હતો. અત્યારે સરલા તથા તેનો બે વર્ષનો બચુ તેના મોસાળ હતા.

સીધું ઘર તરફ રવાના કરી તે ચાલ્યો આવતો હતો. તેના હૃદયમાં અત્યારે આગ જલતી હતી. તેના સમાજવાદી સ્વભાવ ઉપર પથરાયેલી રાખ ઊડી ગઇ હતી. દોઢ દોઢ વર્ષની રખડપટ્ટી પછી રૂપિયા પિસ્તાલીસનો પગાર અને તે ય રાજનગરમાં !

આત્માને આંસુ નિંગાળતો જોયો છે ? ખૂબ જ દુઃખના ભારે બદાયેલ હૃદયનાં બંધ એક નાનકડું કારણ તોડી નાખે છે, દુઃખનો અફાટ ધોધ તેમાંથી વહી નિકળે છે. એવા રડતા હૃદયોનો કોઈ વખત ભેટો થયો છે ? ન થયો હોય તો સુધીન્દ્રને જોઇ લ્યો. અન્યાયે તેના આત્મામાંથી આંસુનું છેલ્લું ટીપું પણ નીચોવી લીધું હતું. આગના તણખા જેવા તેનાં હૃદયમાંથી વિચારો ઉપડતા હતા. તે શ્રીમંતો અને સમાજો સામે આ અસમાનતા ઉપર વિચારે જતો હતો. જો પૈસો ન હોય તો જેમની એક દમડીની પણ કિંમત નથી એવા લક્ષ્મીનંદનો જાણે તેની સામે જ ઊભા હોય તેમ–

'તમારી મોટરને ડાઘ પડતા તમે તમારા ડ્રાઇવરની ધૂળ કાઢી નાખો છો. તમારા બગીચાનું ફૂલ બાર રૂપિયામાં આખો માસ મજૂરી કરતો તમારો માળી ભૂલેચૂકે કોઇને આપે તો તમે તેનો દંડ કરો છો, તમારા ઘોડાનો ખાસદાર તેના ઘરે તેનો યુવાન દિકરો તાવે તરફડતો હોય અને એ ચિંતામાં ઘોડાને માલીસ ન કરી શકે તો તમે તેને રજા આપી દ્યો છો, તમને તમારી એફાટ સાહેબીમાં એ ડ્રાઇવર, એ માળી, અને એ ખાસદારના આંસુ ઝરતા હૃદયોનું હાર્દ વિચારવાની ફુરસદ હોય છે ? પરાધીન હિંદના શાહેરોની પોળે પોળ અને ગામડાની ગલીએ ગલીએ ફરી એક વખત તમારા દેશના

ભૂખ્યા ભાંડરડાનાં દેદાર જોઇ એ આંસુઓના મૂલ્ય મૂલવવાનું તમને કોઇ વખત સ્વપ્નું પણ આવે છે !

સૂતેલ મજૂર જ્યારે કાળની ચીસ જેવી તમારી મિલની વિસલ સાંભળે છે ત્યારે કેવો ઝબકીને જાગી જાય છે. એ ખ્યાલ તમને તમારી ગુલાબી નિદ્રા આડે કોઇ વખત આવ્યો છે ?

ભૂતના ઓળા જેવા પેટ પૂરતું રળવા દોડયા જતા મજૂરોના ટોળા ઉપર કોઇ વખત નજર નાખી છે ?

તેમના પરસેવે જ તમારી હાંફતી તીજોરીની કળ વાસતી વખતે તમને કોઇ વખત લાગ્યું છે કે આ પૈસા નથી, પણ તમારા જેવા જ માનવીઓને છેતરી, તેમના શ્રમ પૂરતું પણ આપવા સામે અવહેલના કરી તેમના સુકાયેલ શરીરમાંથી શોષેલ લોહીના છેલ્લા ટીપાનો સંગ્રહ છે ?'

તેના વિચાર તણખાનો વેગ આગળ વધે તે પહેલાં તો—

'એય રસ્તા પર ચાલે છે કે ઊંઘે છે ?' કરતો એક સ્વર સંભળાયો. સુધીન્દ્ર જરા દૂર ખસી ગયો. ખર...ર...ર કરતી એક બે ઘોડાની બગી તેની પડખે થઇ ચાલી ગઇ. તેમાં બેઠેલ શેઠના અને કોચમીનના હાસ્યનો આછો ધ્વની સુધીન્દ્રના કાન ઉપર પડયો. તેનું સ્વમાન ઘવાઇ ઊઠયું. પણ તેથી શું ? એ ગરીબ હતો, હસનાર શ્રીમંત હતો ! તેણે ઉર ઊંડાણમાંથી ઊઠતા આંદોલનો ઉપર કૃત્રિમ આશ્વાસનની રાખ વાળવા માંડી.

'હું ભલે બી. એ. હોઉં. મારામાં ભલે ભાવના અને આદર્શ ભર્યા હોય, હું સમાજને સુધારવાનાં સ્વપ્ના ભલે સેવતો હોઉં, છતાં કાલે જ હું એવા જ એક શ્રીમંતના ખોળે મારૂં માથું મૂકવા જવાનો છું. તે ભલે મુર્ખ હોય, છતાં તે મારો શેઠ બનશે, હું એનો ગુલામ

બનીશ. સમાજ મારા આદર્શને અપનાવવા કરતા અપમાનશે, જ્યારે તે જ સમાજ શ્રીમંતોના ગમે તેવા દુષ્કૃત્યો ઉપર પડદો નાખી પૈસાં ખાતર તેમની પાસે હાથ લંબાવશે. તેના ગુણગાન ગાશે. લક્ષ્મીનો રથ અત્યારે બધા ગુણોને કચરતો ચાલ્યો જાય છે. જગત અત્યારે તેનું છે. તે સામ્રાજ્ઞીની કૃપા વગરનો માનવી મૂર્ખ છે.'

તેની વિચાર કણિકાઓ અટકી. ઘરની ડેલીએ ઊભો રહી પ્રતીક્ષા કરતો તેનો નાનો ભાઇ તેની સામે દોડી આવ્યો; 'મોટા ભાઇ ગોળ લાવ્યા છો ?'

'હા, નરેન્દ્ર, દાણાના પોટલામાં જ ગોળ છે ને ?'

'બાએ દાણાનું પોટલું તો ખોલ્યું છે, ગોળ તેમાં નથી નિકળ્યો ?'

'હેં...! ત્યારે મજૂરે ગોળની પોટલી ક્યાંક પાડી નાખી લાગે છે.'

સુધીન્દ્ર ત્યાંથી જ પાછો વળ્યો, રસ્તામાં શોધ કરી પણ ક્યાંયથી પોટલી ન મળી. તે પાછો આવ્યો, ગોળ લેવા માટે બીજા પૈસા તેની પાસે ન હતા. બીજે દિવસે સાદું ભોજન જમીને જ સુધીન્દ્ર રાજનગર ગયો. ત્યારે તેનાં ખિસ્સામાં ફક્ત રૂપિયા છ હતા. તેમાં બે રૂપિયા ગાડીભાડાના ગયા. બાકી ચાર રૂપિયા રહ્યા. રાજનગરમાં પહોંચી સાંજે બે આનાની દાળભાતની થાળી જમી એક ધર્મશાળામાં તેણે રાત વિતાવી. બીજે દિવસે તે તૈયાર થઈ અગિયાર વાગે શેઠને મળવા માટે મિલની ઓફિસે ગયો. ઓફિસની આગળ જઇ તેણે એક ચિઠ્ઠીમાં પોતાનું નામ લખી પટાવાળાને શેઠ પાસે મોકલ્યો. પટાવાળો પાછો વળ્યો અને 'શેઠ કામમાં છે, થોડો વખત અહીં બેસો,' એમ કહ્યું. સુધીન્દ્ર પા કલાક બહાર બેઠો. એટલામાં બે અપ-ટુ-ડેટ કપડાંવાળા યુવાનો બહાર નિકળ્યા. તેઓ ચાલ્યા ગયા એટલે શેઠે સુધીન્દ્રને બોલાવ્યો. છેલ્લામાં છેલ્લી ઢબના ફરનીચરથી શોભતી બેઠકમાં શેઠ

બેઠા હતા. સુધીન્દ્ર જેજે કરીને ઊભો રહ્યો. થોડીવારે શેઠ તેના સામે જોઇને બોલ્યા.

'મી. સુધીન્દ્ર, તમને આંટો ખવરાવવા બદ્દલ દીલગીર છું. તમારી જગ્યાએ આંહીંના એક દિનકરરાય નામના ભાઇને રાખી લીધા છે. નગરશેઠની ચિઠ્ઠી લઇને આવેલ એટલે તેમને ના પાડી શકયો નથી. પણ મારે ત્યાં પચીસ રૂપિયાની એક કારકુનની જગ્યા હજુ ખાલી છે. તમારે જો રહેવા ઇચ્છા હોય તો આજથી નોકરીએ ચડી જાવ.'

'પણ સાહેબ, પચીસ રૂપિયા તો મને બહુ ઓછા પડે. મારે આંહીં આવવામાં પણ ખર્ચ થયું છે. હું આપના જવાબથી આવેલ છું.'

'એ બધું હું સમજું છું, પણ બીજો ઉપાય નથી. તમારી કામ કરવાની શક્તિ જોઇશ તો તમારી યોગ્યતા મુજબ કદર કરીશ, બાકી હાલ તો એ સિવાય એકે જગ્યા ખાલી નથી.'

સુધીન્દ્રને પણ અત્યારે ગમે તેટલા રૂપિયા મળે તો પણ નોકરી કરવી જ હતી. તેમણે હા પાડી. તેજ દિવસથી તે કામે ચઢી ગયો.

સુધીન્દ્રને એકાઉન્ટ ઓફિસમાં રાખવામાં આવ્યો હતો. એ મહિનામાં તો તેણે તેની શક્તિ બતાવી આપી. પગાર રૂપિઆ પચાસ શેઠે કરી આપ્યો. છતાં એને સાથે સાથે આઠ આના જેવી નજીવી રકમ માટે પણ વલખા મારતાં કામદારોનો અને તેમની આંતરિક સ્થિતિનો પણ સારો ખ્યાલ આવી ગયો. આવેજ ને ? 'દરદીહી દરદીકી જાને !'

ત્રીજે મહિને સુધીન્દ્ર રજા લઇને પોતાને વતન ગયો. પિતાને થોડાક પૈસા આપી, પત્નીને લઇ પાછો રાજનગર આવ્યો.

પાંત્રીસ રૂપિયામાં દશ દશ કલાક એક જ ધારૂં કામ ઢસડનાર સુધીન્દ્રને અત્યારે નહોતો કોઈ આદર્શ, નહોતી કોઇ ભાવના કે નહોતી સમાજવાદ કે સામ્યવાદ ઉપર વિચાર કરવાની ફુરસદ. અત્યારે તેનું ધ્યેય નોકરી કરી શેઠને ખુશ કરવા સિવાય બીજું એકેય ન હતું.

કૉલેજનું સ્વપ્ન સેવી સુધીન્દ્ર અત્યારે ભાવવિહોણો માનવી બની રહ્યો હતો. છતાં કોઇ, કોઇ વખત સાંજની ખીચડી ખરીદવા માટે પૈસા માગવા આવનાર સ્ત્રી કે પુરુષ કામદારને એ જોતો ત્યારે તેનો આત્મા બંડ પોકારી ઊઠતો. દિવસભરના સતત પરિશ્રમ પછી પણ જ્યારે એ પૈસા આપવામાં પણ આનાકાની થતી ત્યારે તેનું હૃદય રડી ઊઠતું. ઘેર જઇ આ અસમાનતા ઉપર પત્ની પાસે દિલ ઠાલવતો. પત્ની 'જગત એમ જ ચાલે છે' કહી તેને આશ્વાસન આપતી. બીજે દિવસે સુધીન્દ્ર પાછો એવો જ ભાવવિહોણો બની કામ ઉપર લાગી જતો.

એક વર્ષ આમ ને આમ ચાલ્યું ગયું

સુધીન્દ્રે એટલા વખતમાં તો સુંદર શક્તિ બતાવી આપી હતી. તે સાથે જ તેણે કામદારોને આશ્વાસનો આપવાનું, તેમનાં આંસુઓ લૂછવાનું પણ કામ કર્યું હતું. કામદારોમાં તે ' નવા સા'બ'ના નામે ઓળખાતો હતો.

ખૂબ કામના ઢસરડાથી અને પૈસાની સંકડામણથી સુધીન્દ્રની તબિયત લથડી. તે તાવમાં પટકાયો. આઠ દિવસ તો અણઉતાર તાવ રહ્યો. એટલા વખતમાં તેને જગત જેને અણઘડ અને અસંસ્કારી કહે છે તેવા ભોળા મજૂરોના શુદ્ધ અને પ્રેમ ભર્યા આત્માઓની સાચી પિછાન થઇ. સંસ્કારી તરીકે જગત સમક્ષ સફેદ લૂગડા પહેરીને ફરતા માનવીઓ કરતા આ આત્માઓમાં તેને સાચી સુહૃદયતા દેખાણી. દંભ અને આત્મવંચનાથી તેઓ અલિપ્ત દેખાયા.

બીજા સાત દિવસ આરામ લઇ તે પાછો નોકરીએ ચડયો. એક દિવસ એ મજૂરો સાથે મિલમાંથી બહાર નીકળી ઘર તરફ જતો હતો, એટલામાં શેઠની મોટર નીકળી. મોટર આગળ વધે તે પહેલાં કેટલાય વખતથી ધુંધવાઇ રહેલ મજૂરોનું એક ટોળું આડું ફર્યું. સુધીન્દ્ર બિમાર હતો. એ વખતમાં આજની સખત મોંઘવારી અને મિલોની ધૂમ કમાણી જોતાં મજૂરોએ તેમની રોજી વધારવા સારૂ શેઠ પાસે એક વિષ્ટિકાર મંડળ મોકલેલ હતું. પણ નેતાઓને 'કોઇ પણ જાતની મજૂરી નહિ વધારી શકાય' એવા શબ્દો કહી શેઠે ધુત્કારી કાઢયા હતા. મજૂરો અત્યારે સુધીન્દ્રને તે જ વાત કરતા હતા. સુધીન્દ્ર તેમને સમજાવતો હતો, ત્યાંજ મોટર નિકળી. તેઓ તેને વિંટળાઇ વળ્યા. સુધીન્દ્રને આ રીત બરાબર નહોતી લાગતી પણ વિફરેલ અસંતોષી ટોળાને કાબૂમાં લઇ શકાય તેવી સ્થિતિ અત્યારે ન હતી. તે શાંત બની ઊભો રહ્યો.

શેઠ પણ બધો મામલો પામી ગયા. તેણે સુધીન્દ્ર ઉપર એક શંકા ભરી નજર નાખી. તે નજરમાં સુધીન્દ્રે ક્રોધ અને ઘૃણા જોઇ. સુધીન્દ્રને ભવિષ્ય માટે અશુભ પડઘો પડતો લાગ્યો.

શેઠે મજૂરોને રાત્રે વિચાર કરવાનું વચન આપ્યું. મજૂરો ખસી ગયા. મોટર સડસડાટ કરતી ચાલી નિકળી. સુધીન્દ્રને તે સાથે તેનું ભવિષ્ય પણ બેકારીના પંથે દોડતું લાગ્યું.

તે જ રાત્રે સુધીન્દ્રને શેઠે તેમનાં બંગલે બોલાવ્યો, સુધીન્દ્ર વાત પામી ગયો. પૂરતી તૈયારી કરી તે બંગલે ગયો. તેને જોતા જ શેઠ બોલ્યા,

'મી. સુધીન્દ્ર, તમને બેકાર જાણી મેં આશરો આપ્યો, તે આટલા માટે તો નહિ જ હં...તમે ઘણા વખતથી મજૂરો સાથે હરો ફરો છો તે હું જાણું છું. છતાં મેં તે ઉપર લક્ષ ન આપેલ,

પણ કાલનો બનાવ તમારી સૂચનાથી જ બન્યો છે એમ હું જોઇ શક્યો છું. તમારે એટલું સમજવું જોઇએ કે હું એક લક્ષાધિપતિ છું. તમે કંગાલ છો. અલબત્ત તમે ભણેલા ને સંસ્કારી હશો, છતાં તમારૂં ભણતર કે સંસ્કારીતા જ જગતમાં જીવવા માટે બસ નથી. જગતમાં કેમ જીવવું તે હજી તમારે શિખવું પડશે.'

જે વાતમાં પોતે કાંઇ જાણતો નથી, ઉપરાંત જે વાત અથડામણ વગર પાર પાડવા પોતે મથતો હતો, તેની કદર કરવાને બદલે ફક્ત એક શંકાને કારણેજ એનો આ તિરસ્કાર થતો હતો તે જોઇ સુધીન્દ્રનો બંડખોર આત્મા બળવો પોકારી ઊઠ્યો. ભાવી બેકારીનો હાઉ તેને અત્યારે સતાવી ન શક્યો. તેનાં રૂંવા ઊભા થઇ ગયા. છતાં તે સંયમ રાખીને બોલ્યો : 'સાહેબ, તમે મારા ઉપર ખોટું આળ ચડાવો છો હું આ બાબતમાં કંઇ જાણતો નથી, મને મજૂરોએ આપની મોટર નિકળી ત્યારે જ એ વાત કહી હતી. હું તો બમણો તેમને સમાધાનના પ્રેમ ભર્યા રસ્તે વાળવા ઇચ્છતો હતો, પણ તેઓ ન રોકાયા.'

સુધીન્દ્રનો અવાજ વધારે ઘેરો થયો અને તે આગળ વધ્યો.

'પણ રોકાય કેવી રીતે ? તેમના ભૂખ્યા પેટમાં આગ ઊઠતી હોય, અંતરમાં જવાળાઓ ભભૂકતી હોય, તે સ્થિતિ તમે કલ્પી શક્યા હોત તો તેમના આગેવાનોની સાથે આપે સલાહ કરી જ હોત. પણ આપને એ સલાહ નકામી લાગી છે. આપ આપની સંપતિ ઉપર મુસ્તાક છો. મારા જેવા અજાણને દબડાવી આપ આપની શ્રીમંતાઇની બીક બતાવો છો, પણ સાહેબ, આપે મારા ઉપર ઉપકાર શો કર્યો છે ? રૂપિયા પચીસના પગારમાં પોણોસોનું કામ કરાવેલ છે. મારૂં યૌવન નીચોવી મેં આપની નોકરી કરેલ છે. આપના પગારથી તો મેં દશગણું વળતર વાળી આપેલ છે. આપ પૈસાના

જોરે એ સમજી નથી શકતા. આપની હાંફતી તીજોરીઓ ઉપર એક દિવસ કાળના કરાળ પંજા પડશે. એક દિવસ આપને મારી માફક પેટને ખાતર ગુલામી આદરવી પડશે, ત્યારે જ આપને ભાન થશે કે જગતમાં ભૂખ્યા પેટે કેમ જીવાય છે. પરસેવો નિતારી વ્યાજ સહિત માલિકનું વળતર વાળતા કામદારોનાં દિલ જે દિવસ તમે જાણતા શીખશો તે દિવસ જ તમે તમારા આત્માને સાચો ઓળખી શકશો. અત્યારે તો તે પવિત્ર આત્મા ઉપર દંભ, આત્મવંચના, અને મગરૂબીના પાપી પડદા પડયા છે. એ પડદા ચીરી તમે સાચી સ્થિતિ નથી સમજી શકવાના. આપ હવે મને—'

'બસ કરો મી૦ સુધીન્દ્ર, તમને મેં આંહીં ઉપદેશ કરવા માટે નથી બોલાવ્યા. મારે તમારા જ્ઞાનની ખાસ જરૂર પણ નથી. હું તો તમને પૂછું છું કે તમે મારા માણસોમાં મળી જઇ તેમને બંડ કરવા ઉશ્કેરો છો, તે વાત સાચી છે?'

'નાજી, હજી સુધી મેં એવું કાંઇ કરેલ નથી.'

'ત્યારે હવે કરવા માગો છો, એમજને?'

સુધીન્દ્ર આ નફટ મિલ માલેકની તુંડાઇ જોઇ તેની પરિસ્થિતિ વિસરી ગયો. તે ગરીબ છે, આંહીંથી પડયો તો પાછું બેત્રણ મહિના રખડવું પડશે, દાંતિયા કરતી બેકારી તેને ભરડો લેવા તૈયાર ઊભી છે, એ બધું વિચારવા તેનું માનસ અત્યારે તૈયાર ન થયું. તેની આંખ આગળ તો અત્યારે દૂધ વગર ચીસો પાડતા, અને અકાળે કરમાઇ જતા મજૂર બાળકો ખડાં થયાં. તાવે તરફડતા મજૂરને માટે એક પૈસાની દરાખ મેળવવામાં દુકાનદાર પાસે કાકલુદી કરતી મજૂર સ્ત્રી દેખાણી, અડીખમ પ્રચંડ શરીરોને સંચામાં પીલાતા જોયા. પુરતા પોષણ વગર તેમના શરીરો ઉપર લોહીના બદલે ચામડી લટકતી દેખાઇ. આ દૃશ્ય જોઇ તે ધ્રુજી ઊઠયો. તેની આંખ ઘડીભર

મીંચાઇ. તે તુરત જ સતેજ થઇ ઊઠયો. રહી સહી નબળાઇને પણ ખંખેરી નાખી તે બોલી ઊઠયો. બહુ જ થોડું બોલ્યો પણ આત્માની ચીસ જેવો એ અવાજ ગગનમંડળના ઘૂમટને ચીરતો દૂર ને દૂર પડઘો પાડી ઊઠયો.

'તમે શ્રીમંતો ગરીબોને તમારા રમકડા જાણો છો. ગરીબોના આત્માઓમાં શું જલી રહ્યું છે તે તમને જાણવાની પરવા નથી. દરદી જ સાચા દરદને જાણી શકે છે. મેં એ દરદ અનુભવ્યું છે, અત્યારે અનુભવી રહ્યો છું. એ દરદ એક વખત સમજનાર એ દરદથી પીડાતા દરદીઓ તરફની હમદીલી છોડી શકતો નથી. તેને તે દરદ મટાડવાનો નાદ લાગે છે. એમ મને પણ એ દરદીઓનાં આંસુઓએ મહાત કર્યો છે. હવે પછી હું શું કરીશ, શું કરવાનો છું એ કહેવાને અત્યારે હું તૈયાર નથી. મારા આત્મામાંથી જે નાદ ઊઠશે એ નાદ મારો માર્ગદર્શક દિવડો નિવડશે. એ નાદને અવગણી આપની મુનસફી ઉપર નાચવા હું તૈયાર નથી. મારા એ ગરીબ ભાંડરડાઓ મને તેમનો સ્વજન લેખીને મારી પાસે આવશે તો તેમને હું તમારે ખાતર નહિ જ તરછોડું. અલબત્ત હું જાણું છું કે મારી સ્થિતિ કેમ થશે, મારા કુટુંબને કેવું શોષવું પડશે, છતાં આત્માને મારી નિષ્ઠુર કાષ્ટવત્ત જીવન જીવવા કરતાં એ જીવનનો નાશ મને વધારે સુખકર નિવડશે. જમાનો બદલાય છે. જગતમાં કેમ જીવવું એ હવે કોઇ કોઇને નહિ શીખવી શકે, પણ ઘણાને તો અમારી પાસેથી હવે શીખવું પડશે. આપને આપની સંપતિ મુબારક હો, મને મારું ધ્યેય—'

'સુધીન્દ્ર, હું નહોતો જાણતો કે તમારા જેવો એક નાનો માણસ આટલો ઉદ્ધત થઈ શેઠ સામે બોલશે !'

'સાહેબ, જેમ માનવીઓના માનસ ફરી ગયા છે, તેમ આજે સ્પષ્ટ

વકતૃત્વ ઉદ્ધતાઇ કહેવાય છે. ખુશામતના શબ્દો સાંભળનાર આપના કાનને આ શબ્દો ઉદ્ધતાઇ ભર્યા જ લાગશે.'

'સુધીન્દ્ર, તમે આજથી છૂટા છો. મારે તમારી શિખામણની જરૂર પડશે ત્યારે હું બોલાવીશ, જાવ.'

સુધીન્દ્રનો આત્મા અત્યારે જાગી ઊઠયો હતો. તે જગતની બધી જંજાળ ભૂલી ગયો હતો. તે તોરમાં ને તોરમાં ઘેર પહોંચ્યો. ઘેર પહોંચી પથારી ઉપર પડયો. પથારીએ પડતા જ તેના એકની કમાણી ઉપર આશા સેવતું કુટુંબ તેની નજરે ચડયું.

માબાપ, નાનો ભાઇ, બચુ અને પત્ની, તે બધાના ભૂખના દુઃખે ગળી ગયેલા હાડપિંજરો તેની સમક્ષ આવી ઊભા રહ્યા. તે હજી તેમને પુરા જોઈ રહે તે પહેલાં તો હજારો કામદારોના હાડપિંજરોની કતારોની કતારોમાંથી ભૂતાવળ જેવો ભેંકાર સૂર નિકળ્યો. એક તરફ છ આત્માઓ બીજી તરફ હજારો! તેનું કર્તવ્ય તેને સમજાઈ ગયું. તેના આત્મામાંથી ચીસ ઊઠી, ઓહ...! તે ઝબકી ઊઠયો. તેના ધગધગતા માથા ઉપર સુધાનો મિઠડો હાથ ફરતો હતો

'તમને આટલી બધી અકળામણ કેમ થાય છે? આ પરસેવો કેમ વળ્યો છે? માથું કેમ આટલું બધું ધગે છે? તમે ચીસ કેમ નાખી?'

એકી સાથે બધાય દુઃખને સુધીન્દ્ર પાસેથી લઈ પોતે પી જવા માગતી હોય તેમ સુધાએ પ્રશ્નો કર્યા. આ સાંભળી સુધીન્દ્ર બોલ્યોઃ

'સુધા, મેં નોકરી છોડી દીધી.'

'તે એમાં આટલા બધા મૂંઝાઇ ગયા? જહન્નમમાં ગઇ નોકરી! પંડ સલામત તો પઘડીઆ બહોત. મારા સુધીન્દ્ર, તું સલામત તો મારે દુનિઆ સલામત છે. હું તારી પડખે છું ને!'

સુધાએ જરાય સ્ત્રી સુલભ નબળાઇ ન બતાવતા એક બહાદુર

નરના પત્નીનું સાચું ગૌરવ બતાવ્યું. સુધીન્દ્રને કાંઈક સાતા વળી. ને બોલ્યો,

'સુધા ખરેખર તું સુધા જ છું. પણ 'હવે પાછી નોકરી તો ગોત—' હજી સુધીન્દ્ર વાકય પૂરું કરે એ પહેલાં ત્રણ કામદારો અંદર આવ્યા; આવતાની સાથે જ તેઓ બોલી ઊઠયા.

'સુધીન્દ્રભાઈ, અમે બધું સાંભળ્યું છે. આપને હવે નોકરી નથી કરવાની. અમે મંજૂરસંઘ ઊભો કરી તેનું ફંડ ભેગું કર્યું છે. આપ એ સંઘને હાથમાં લઇ તેનું સૂત્ર-સંચાલન કરો, અમારી ચીસ ને પડઘો જગતભરમાં ગાજતો રાખો.' આટલું કહી ત્રણે મજૂર ભાઇઓ શાંત ઊભા.

સુધીન્દ્ર આ ભોળા આત્માઓનો પ્રેમ ભર્યો એકરાર સાંભળી રહ્યો. તેને આવા નિર્દોષ આત્માઓને સ્વાર્થને ખાતર કચરતા શ્રીમંતો કારખાનાના સંચા જેવા કાતીલ લાગ્યા. પાંચપાંચ ગણું કામ ખેંચાવી પેટ પૂરતું પણ આપવા માટે અખાડા કરતા શ્રીમંતો ઊપર તેનો આત્મા સળગી ઉઠયો, તેનું તપેલું શરીર વધારે તપી આવ્યું. સુધાએ કામદાર આગેવાનોને જવા માટે વિનવ્યા, પણ તેઓ ન ખસ્યા. આખી રાત તેઓએ સુધીન્દ્રની શુશ્રૂષા કરી. સવારે સુધીન્દ્ર જાગ્યો ત્યારે સુધા તેની પાસે બેઠી હતી.

'સુધા, પેલા ભાઇઓ કયારે ગયા ?'

'પરોઢીએ.'.

'સુધા, કેવા ભોળા આત્માઓ ! અભણ, મજૂર કહી આજના મુત્સદ્દીઓથી તરછોડાતા આ માનવીઓ શ્રેષ્ઠ કે મુત્સદીઓ ?'

આ પ્રશ્નનો જવાબ ન આપતા સુધા તેના સુધીન્દ્રને અનિમેષ નયને તાકી રહી. તેની કીકીઓમાં સુધીન્દ્રના પ્રશ્નનો જવાબ રમતો હતો.

# ચેવડાવાળો !

'રમુ! જરા પાણીનો પ્યાલો આપજે ?'

ઇન્દુએ ઊંબરામાં ઊભા રહીને પત્નીને કહ્યું.

'પણ તમે અંદર તો આવો ? ઓફિસેથી હજી ચાલ્યા આવો છો, જરા સ્વસ્થ તો થાવ ?'

રમુ રસોડામાંથી જ આવા પ્રશ્નો કરતી હતી પણ તેણીએ બહાર નિકળી જ્યારે ઇન્દુનાં મુખ સામે જોયું ત્યારે તે ખૂબ દુઃખી થઇ ગઇ અને બોલી:

'કેમ કોઇ લેણદાર સાથે આવેલ છે ?'

'હા ! આ જગતમાં આપણા નશીબે સુખે પાણી પીવાનું પણ કયાં લખાયેલ છે.' કહી તે પ્યાલાને પાછો આપતા રમુના મુખ સામે જોતાં બોલ્યો,

'પણ તું જરાય ગભરાતી નહિ. હું હમણા જ આવું છું. એ તો હોય !'

ઈંદુ સંસ્કારી યુવાન હતો. નાનપણુથી માતાપિતા ગુમાવેલ, પણ તેના મોટાભાઈએ તેને મેટ્રીક સુધી ભણાવેલ હતો. તેજસ્વિતા તો ઘણી હતી, પણ સંયોગો પ્રતિકુળ હતા. એટલે તેણે આગળ નહિ વધતા ત્યાંથી જ અભ્યાસ છોડયો હતો.

માતા પિતાના વાત્સલ્યને પણ ભૂલાવી દે તેવું વાત્સલ્ય તેના ઉપર તેના મોટાભાઈનું હતું. મોટાભાઇ પણ મહા મુશ્કેલીએ પોતાનો નિર્વાહ ચલાવતા હતા. ઈંદુ આ બરાબર જાણતો હતો, એટલે તેણે તે ઋણને ફીટાવવા માટે કાંઈક ધંધો ગોતવો જોઈએ એમ ધારી તેની પત્ની સહિત તે રાજનગરમાં આવેલ હતો. મહા મહેનતે કેટલાયની ખુશામત પછી તેને રૂપિયા ત્રીસની એક મિલમાં નોકરી મળેલ હતી. ઇન્દુના પિતા જીવતા તેમની સ્થિતિ સારી હતી. પણ સટ્ટાના શોખીન પિતાએ આખરે સર્વસ્વ સટ્ટામાં જ ગુમાવી દીધું હતું.

ઇન્દુના લગ્ન પણ તેના પિતાની હયાતીમાં જ થયેલ હતા. તેને અત્યારે બે વર્ષનો પ્રવિણ નામનો પુત્ર અને પાંચ વર્ષની સરોજ નામની પુત્રી એમ બે બાળકો હતા.

ઇન્દુની પત્ની રમાગૌરીના પિતા તો ગુજરી ગયેલ હતા. પણ તેનો ભાઇ ગજેન્દ્ર સારી સ્થિતિનો અને સાધન સંપન્ન હતો. છતાં રમાએ કોઇ વખત પણ તેના ભાઇ પાસે હાથ લાંબો કરેલ ન હતો. કારણ કે તેને તેના ભાઇની વર્તણૂકથી એક વખત ખૂબ જ મનઃદુખ થયેલ હતું.

ઘરના આઘે ખૂણે બેસી ઉપવાસો ખેંચી કાઢવાનું તે પ્રસન્ન કરતી પણ કોઇ પાસે હાથ લાંબો કરી સ્વમાન ગુમાવવા તૈયાર ન હતી. એક આર્યબાળાના દરેક આદર્શોથી વિભૂષિત રમા ઇન્દુને મન લક્ષ્મી સમાન હતી. ઘણી વખત ઇન્દુ રમાનો હાથ પકડી કહેતો:

'રમા તારા માટે હું શું કરી શકયો છું? શું આપણા જીવન

આમ જ જવાના ?' તે વખતે એક વિરબાળાને છાજે તેવી રીતે રમા હિંમત આપતી અને કહેતી:

'જુવાનીમાં દુઃખ પડે તેજ સારું, ભવિષ્ય આપણા માટે ઉજ્જવળ છે.'

આવી રીતે તેઓનો સંસાર ચાલ્યો જતો હતો. છતાં કોઇ વખત રમાએ એક પણ દુઃખનો શબ્દ કાઢયો ન હતો. તેમ જ કોઇ વખત ઇન્દુના દેખતા તેણે મોઢું પણ કટાણું કરેલ ન હતું. આજે ઘરમાં ફક્ત ત્રણ રોટલીઓ થાય તેટલો લોટ હતો. સીધું તદ્દન થઇ રહ્યું હતું. પગારને હજી બે દિવસની વાર હતી. ઘરમાં ચાર આનાથી વધારે પૈસા પણ ન હતા. એ ત્રણ રોટલીઓ ઇન્દુ માટે તૈયાર કરી ઇન્દુના આવવાની રાહ જોતી, રમા બેઠી હતી, પણ એ ય સુખે ખાવાનું ઇન્દુના નશીબમાં ન હતું. છતાં તે કેવા હિંમતના શબ્દો કહેતો ગયો ? આવા તો કેટલાય વિચારો રમાના મનમાં આવ્યા અને ગયા. ઘડીભર તેનું સ્ત્રી સુલભ હૈયું ભરાઇ પણ આવ્યું, છતાં તે તુરત જ સ્વસ્થ થઇ ગઇ. કારણ કે ગરીબોને પોચું હૈયું રાખવું કેમ પરવડે ?

'બા...એ બા, મને કાંઇક ખાવા આપીશ ?' નાની સરોજનો સાદ સંભળાયો. તે એક ગરીબ માતા પિતાની પુત્રી હતી. આટલી નાની વયે પણ તે જ્યારે તેની માતાને દિલગીર દેખતી ત્યારે કહેતી કે 'બા તું કેમ આજે દુઃખી છું ? જો અત્યારે વધારે ખાવાનું ન હોય તો મારે નથી ખાવું હં ! ભાઇને તથા બાપુજીને આપજે ? આપણે પાણી પી લઇશું !'

આટલી નાની બાળા પણ ગરીબીને ઝડપથી જાણી જતી હતી, પણ રમાનું માતૃહૃદય તો ફાટી જતું હતું !

'બેટા તારા બાપુ માટે ત્રણ રોટલીઓ રાખેલ છે, તેમાંથી તું

અડધી લે અને પાણી પી સૂઇ જા. સાંજે તને ઝાઝો ભાત આપીશ હું !'

'પણ બા ભાઇ ઊઠીને શું ખાશે?'

'એના માટે થોડાક મમરા પડયા છે. તું તારે ખાઈ લે બેટા !'

માતા પુત્રીનો સંવાદ હજી પૂરો થાય એટલામાં તો ઇન્દુ આવી પહોંચ્યો. તુરત જ રમુએ એક પણ સવાલ પૂછયા વગર તેને માટે જમવાનું પીરસ્યું. જમી રહ્યા બાદ ઇન્દુને ગંભીર જોઇ રમાએ પૂછ્યું,

'કોણ લેણદાર હતો ?'

'રમુ, અત્યાર સુધી મેં તને એ વાત કરેલી ન હતી, પણ જ્યારે પ્રવિણ માંદો પડયો ત્યારે તેના દવાદારૂ માટે એક પઠાણનાં રૂપિયા સો મેં વ્યાજે લીધેલ હતા. તેની મુદત પૂરી થયેથી તે રુપિયા લેવા આવ્યો હતો. તું જાણે છે કે પઠાણ લોકો કેવા હોય છે? તેને હાલ તો એક મિત્ર પાસેથી રુપિયા પચીસ લઇને આપ્યા છે, પણ આવતા સોમવારે એટલે કે પાંચ દિવસ પછી તેને રૂપિયા પંચોતેર આપવાજ પડશે. તે માટે શું કરવું તેના વિચારમાં હું પડયો છું, આપણા ઘરમાં એવા કોઇ દાગીના પણ નથી કે જેથી આપણે રૂપિયા પંચોતેર મેળવી શકીએ !'

'આ મારી એક વીંટી છે તેના કાંઇ નહિ તો રૂપિયા પચીસ ઉપજશે તમે તેને લઇ વેચી નાખજો.'

'અરે...રમુ ! હું તારા અંગ પરનાં ઘરેણા વેચું ! ખરેખર રમા, મારા પનારે પડી તેં શું સુખ મેળવ્યું છે ? તને ઘરેણા ઘડાવી દેવાનું તો રહ્યું પણ ઊલટાના લઇ લેવા એ મને રુચતું નથી !'

'વહાલા, તમે આવું કેમ બોલતા હશો ! શું તમે પુરુષાર્થ કરવામાં કાંઇ બાકી રાખો છો ? છતાં આપણા કિસ્મત પ્રમાણે આપણને મળે

છે. એક વાત કહું ? હું પૈસાને પરણીને નથી આવી. ઇન્દુને પૂજવા આવી છું. આ રમા ખુદ ઇન્દુના ચરણે છે ત્યારે તેના ઘરેણા કોના ઇન્દુના કે રમાના ? વહાલા, મને સંતોષ છે. તારૂં હાસ્ય મારૂં હાસ્ય છે, તારૂં દુઃખ મારા માટે પહેલું દુઃખ છે.' કહી રમા નીચું જોઇ ગઇ. ઇન્દુ તેના સામે તાકી રહ્યો.

'ચાલો એમ કરીશું પણ, તે પછી રૂપિયા પચાસ બાકી રહેશે તેનું શું ?'

રમાએ કાંઇ જવાબ ન આપ્યો તે જોઇ ઇન્દુ બોલ્યો.

'રમુ, મને કહેતા તો શરમ આવે છે પણ કહું છું; તું તારા ભાઇ પાસે ન જા ? તે આપી શકે એવી સ્થિતિમાં છે. આપણે ક્યાં તેના રોકવા છે, પણ અત્યારે આપે તો આપણને ખૂબ જ મદદ રૂપ થઇ જાય.'

'ના ના આપ એનું તો નામ જ ન લ્યો. ભલે આપણે ભૂખે મરી જઇશું પણ એની પાસે તો લાંબો હાથ નહિ જ કરું.'

'તું ભલે ન કરે, તો હું તેની પાસે માગણી કરીશ. પણ તું પરમ દિવસે ભાઇબીજ છે, તો તેને જમવાનું તો આપણે ત્યાં કહી આવીશ ને ? પછી જોઇ લઇશું.'

'ભલે તમારી ઇચ્છા હશે તો જઇશ પણ રૂપિયો ખોટો છે.'

'વહાલી ! ગરીબી અને સ્વમાન બે ય વસ્તુ એકી સાથ સાચવવી બહુ જ મુશ્કેલ છે. હું મારા સ્વમાન માટે પ્રાણ દેવા તૈયાર છું, પણ આ પુષ્પ જેવા પ્રવિણ અને સરોજ માટે ગધાડાને પણ બાપ કહેવો પડશે તો કહીશ.'

બપોરે ઈંદુ નોકરી ઉપર ગયો. રમા ઊંબરામાં ખૂબ જ વિચારમાં બેઠી હતી. એટલામાં 'લ્યો ચેવડો ! ગરમ ચે....વડો

તાજા પેંડા, મેસુબ, મો...હનથા...ર' એવો મીઠાઇની રેંકડીવાળા વિનુનો સાદ સંભળાયો.

વિનુ દરરોજ આ તરફ મીઠાઇ વેચવા માટે આવતો. તેણે ઘણી વખત રમાને આવી રીતે વિચારમાં બેઠેલ જોયેલ હતી. સૌમ્ય અને ગંભીર, નરી ખાનદાની જેના ચહેરા ઉપર તરી રહી હતી, તેવી રમાને જોઇ વિનુને લાગતું કે આ કુટુંબ ખાનદાન છે પણ ગરીબીએ તેમના ઉપર ભરડો લીધો લાગે છે. આજે વિનુએ કોઇ પણ હિસાબે રમા સાથે વાત કરવાનું નક્કી કર્યું, અને તે તેની પાસે ગયો.

રમાએ પણ પર પુરુષને પોતાની સામે નજર નોંધીને ઊભેલ જોયો એટલે ચમકીને પૂછ્યું:

'કેમ ભાઇ ! આપ શું કામ અહીં ઊભા છો ?'

'બહેન, આપ જરા પણ ન ગભરાતા, મને આપનો ભાઇ જ સમજશો. પણ મને કેટલાય વખતથી આપને પૂછવાની ઇચ્છા છે કે આપ ઘણી વખત ખૂબ જ ગંભીર અને ચિંતાગ્રસ્ત દેખાઓ છો તેનું કારણ શું ?'

'ભાઇ ગરીબો માટે આ જગતમાં એ વસ્તુ સ્વાભાવિક છે. પરતંત્ર દેશમાં કંગાળિયતની કપરી ચક્કીમાં અમારા જેવા કેટલાય કુટુંબો પીલાઇ મરતા હશે. મારો ઇન્દુ ! દશ દશ કલાક નીચી મુંડીએ ઢસરડો કરી શેઠને હજારોની કમાણી કરી આપતો હશે, છતાં તેને પગાર શું ? રૂપિયા ત્રીસ ! ઘરમાં દાણો ન હોય, એકનો એક ફૂલ જેવો પુત્ર માંદો પડયો હોય, ત્યારે માથાના વાળ શેઠના પગે લૂઇએ છતાં કાંઇ રાહત ન મળે, અંતે પઠાણોના ભારે વ્યાજે રુપિયા લેવા જોઇએ. શ્રીમંતોની આ વર્તણૂકનું બીજું શું પરિણામ હોય ?

આટલું કહી રમાએ બધી વાત વિનુને કહી સંભળાવી. વિનુ અજાણ્યુ ચેવડાવાળો હતો છતાં તેના મુખ ઉપરની ખાનદાનીએ રમાને દિલ ખોલવા આકર્ષી. આ બધું સાંભળી વિનુ બોલ્યો.

'બહેન, હું તમે ધારો છો એમ મીઠાઇ વાળો નથી, પણ હુંય મુંબઇ યુનિવરસિટિનો ગ્રેજ્યુએટ છું. દેશની કંગાળ હાલત જોઇ મારું હૃદય ચીરાઈ ગયું. સારા પગારે મળતી કંઇક નોકરીઓને લાત મારી મેં દાખલો બેસાડવા ખાતર જ આ ધંધો લીધો છે. હું રોજના બેથી ત્રણ રૂપિયા આમા કમાઉ છું ને પાછો સ્વતંત્રતા પણ અનુભવું છું. જ્યારે મારી સાથે ભણેલા ખોટા દંભમાં રૂપિયા પચાસ કમાઈ પંચોતેરનું ખર્ચ રાખી દુઃખી થાય છે. આપણું જીવન પશ્ચિમના પવનથી ખૂબ જ દંભી બની ગયું છે. તેના અંગે ઘણા ય ભાવનાશાળી યુવાનો પતનની ઊંડી ગર્તામાં ગબડી પડયા છે. કહો, આપને હું થોડુંક કામ આપવા માગું છું આપ કરી શકશો ?'

'મારે લાયક કામ હશે તો હું અવશ્ય કરીશ.'

'રમા બહેન, જો આપ મારી મીઠાઈ દરરોજ બનાવી આપશો તો આપને હું દરરોજનો રૂપિયો એક આપીશ.'

'પણ ભાઇ મને મીઠાઇ સારી બનાવતા ન આવડે ને બગડે તો ?'

'કાંઇ હરકત નહિ, આપ મહેનત તો કરો? એકાદ દિવસ બગડશે પછી ફાવી જશે.'

રમુને આ દરરોજના એક રૂપિયાની મદદ પ્રભુની પ્રેરણા રૂપ લાગી. તેણે તે દિવસથી જ કામ શરૂ કર્યું. વિનુએ જોઇતો બધો સામાન લઈ આપ્યો. ઇન્દુને આ વાતની ખબર ન પડવા દેવી, અને એકી સાથે મહિને તેના હાથમાં રૂપિયા મૂકી આશ્ચર્યમાં નાખી દેવો એમ રમાએ નિશ્ચય કરેલ હતો.

સાંજે વિનુ મીઠાઈ લેવા આવ્યો. રમાએ તૈયાર કરેલ મીઠાઇ જોઇ રમાને પ્રોત્સાહન આપતા વિનુ બોલ્યો, 'બહુ જ સરસ બની છે ને શું ?'

પછી ખિસ્સામાંથી રૂપિયા સોની નોટો કાઢી રમાને આપતા બોલ્યો.

'બહેન આ સો રૂપિઆ આપ અગાઉથી લ્યો. મને કામ કરીને વાળી આપજો. તમે પેલા પઠાણનું દેવું તુરત જ આથી ભરી શકશો.'

રમા તો આ દયાળુ સજ્જનની લાગણી જોઇને ગળ ગળી થઇ ગઇ અને બોલી.

'ના ભાઇ, હું જેમ કામ કરતી જાઉં તેમ મને મહેનતાણું આપતાં રહેશો, અત્યારે હું આ રૂપિયા નહિ લઉં.'

'પણ બહેન, હું એક ભાઇ તરીકે આપને અગાઉથી આટલી મદદ ન કરી શકું ? ને તેય કયાં હું મફત આપું છું, આપની પાસેથી કામ લઇને આપવા માગું છું ને ?' એટલું કહીને વિનુ તુરત જ ચાલ્યો ગયો. રમા આવા દરિયાવ દિલ મનુષ્ય માટે વિચારમાં પડી ગઇ. તેને પ્રશ્ન થયો કે આજની કૉલેજોમાંથી થોકબંધ નીકળતા ગ્રેજ્યુએટોમાં વિનુ જેવા કેટલા ?



સમય થવા આવ્યો હતો, ઇન્દુની સૂચના મુજબ રમા તેના સગા ભાઇના ઘરે તેની ચકાસણી કરવા જવા તૈયાર થઇ.

સરોજને આંગળીએ અને પ્રવિણને કેડે લઈ તે જેવી તેના ભાઇના મકાન પાસે પહોંચી તેવી જ તેની દષ્ટિ બારીમાંથી ઘરમાં ભરાઇ જતા ભાઈ ઉપર પડી.

તે દરવાજામાં દાખલ થઇ કે તુરત જ તેની ભાભી સામે મળી.

'ઓહ...હો આવો રમા બહેન ! શું આવ્યા છો ?'

'મારા ભાઇ છે અંદર ?'

'કાં શું કામ છે ?'

'પરમ દિવસે ભાઇબીજ છે, જમવાનું કહેવા આવી છું.'

'સારૂં સારૂં બ્હેન ! પણ એવી તાણુ ન રાખીએ. તમારી સ્થિતિ જોતાં એવું ખરચ ન પોષાય, અને તેઓ તો હમણાં જ બહાર ગયા છે. તેમની તબિયત હમણા બરાબર નથી રહેતી એટલે તેઓ જમણુ પણ કાંઇ જમતા નથી.'

રમા છંછેડાયેલી નાગણુ જેવી થઇ ગઈ. તેની આંખમાંથી આગની જ્વાલાઓ નિકળવા લાગી. તેને થયું કે ભાભી મારી ગરીબાઈની મશ્કરી કરતી ભાઇના શીખવેલા જ શબ્દો બોલી રહી છે. તે બોલી,

'ઠીક ! પણ મારા ભાઇને કહેજો કે તારો બહેન સાથેનો સંબંધ હવે પૂરો થાય છે. મારો આશીર્વાદ છે કે સુખી રહો ! પણ સાથે એટલું ય કહેજો કે એક જ ઉદરમાં ઉછરેલ ગરીબ બહેન તરફ આટલી ઘૃણા ન છાજે. 'ખમ્મા મારા વીરને' કહેનારથી મોઢું સંતાડવું શોભારપદ નથી. હં, પણ બહેનની ગરીબી જ તેને શરમરૂપ લાગતી હશે ખરૂંને ભાભી ! હાય ગરીબી !'

આટલું કહી આગનો લીસોટો દોરતી આગના ગોળા જેવી રમા ચાલી નીકળી, તેના રૂંવે રૂંવામાં આગ જલતી હતી. સાંજે ઇન્દુએ ઘેર આવીને તુરત જ રમાને પૂછ્યું :

'કેમ તારા ભાઇને ત્યાં જઇ આવી ?'

'હા ! આમંત્રણ આપી આવી છું. તે આવશે.'



આજે ભાઇબીજ છે. ઇન્દુએ સાળાને જમવાનું કહેલ હોવાથી તાણીતુસીને પણ સીધું લાવી આપ્યું છે. રમા રાંધતી હતી. એટલામાં આગલે દિવસે આપેલ આમંત્રણ મુજબ વિનુ આવી પહોંચ્યો.

તેને રમાએ પડખેની બેઠકમાં બેસાડયો અને કહ્યું, 'વિનુભાઈ હમણા તેઓ આવી પહોંચશે?' કહી તે પાછી રસોડામાં ગઇ.

એટલામાં ઇન્દુ આવી પહોંચ્યો. આવતાની સાથે જ તેણે રમાને પૂછયું,

'કેમ ગજેન્દ્ર આવી ગયા છે?'

'હા મારો ભાઇ આવી ગયો છે, અને તે પડખેની બેઠકમાં બેઠેલ છે.'

'ઇન્દુ હાથપગ ધોઇ બેઠકમાં ગયો. ત્યાં વિનુ જેવા અજાણ યુવાનને જોઇ ચમકયો. હસતો હસતો વિનુ તેને મળવા ઊભો થયો, પણ તે તો તુરત જ પાછો ફરી રમા પાસે પહોંચ્યો.

'રમુ બેઠકમાં તો કોઇ અજાણ યુવાન બેઠો છે?'

'એ ગમે તે હોય. આપ તેની પાસે બેસો અને વાતો કરો. હું હમણા જ આવું છું.' ઇન્દુ આમાં કાંઇ સમજ્યો નહિ, પણ તેને રમા ઉપર વિશ્વાસ હતો. તે ખોટું કરેજ નહિ તેવી તેને દૃઢ ખાતરી હતી. તે બેઠકમાં પહોંચ્યો. વિનુને મળ્યો. બન્ને વાતે વળગ્યા એટલામાં રમાં આવી પહોંચી

'વહાલા, આજ મારો ભાઇ છે!' કહી રમાએ બનેલી સર્વ વાત કહી સંભળાવી. ઇન્દુ પોતાના સાળાની આટલી ધૃષ્ટતા ને વિનુની પરપીડા પારખવાની આટલી ભવ્ય ખાનદાનીથી આશ્ચર્ય પામી ગયો.

વિનુને ભેટતા તે બોલ્યો.

'ભાઈ તમે તમારી કેળવણીને ઉજાળી છે. અહેશાન નહિ ભૂલાય.'

'ઇન્દુભાઇ આ તમે શું બોલો છો? મેં કાંઇ જ અહેશાન

નથી કર્યો. મેં કાંઇ થોડા જ મફત પૈસા આપ્યા છે? મફત આપવા ઇચ્છું તો પણ રમા બહેન હ્યે તેવા લાગે છે? એ સ્ત્રી નથી પણ દેવી છે.' કહી વિનુએ દૂર ઊભેલ રમાને વંદન કર્યાં.

પછી બધા ય જમવા ગયા. આજે રમા ખૂબ જ ઉત્સાહમાં હતી, ઈંદુએ આવો ઉત્સાહ કોઇ વખત રમામાં દિઠેલ ન હતો. તે બોલ્યો.

'રમા આજે તો ખૂબ જ લહેરમાં લાગે છે ને શું?'

'કેમ ન હોઉં! આજે જેને વીર કહી શકાય એવો મને વીર મળ્યો ને તમને સ્નેહાળ સાળો મળ્યો. આજથી આપણી દશા વળી છે.'

'સા...લો' કહેતા ઇન્દુએ હસતા હસતા વિનુને ધબો ચોડયો. બધા હસી ઊઠયા, એટલામાં નાનો પ્રવિણ મામા કહીને વિનુની કોટે બાઝી પડયો !

# માના ખોળે–

> છૂપ્યા ચંદ્ર સૂરજ તારલા, મધસાગરે મારી નાવડી,
> ત્યાંયે જોઉં દૂર ઝબૂકતી, તારા દ્વારની ઝીણી દીવડી.
>
> શ્રી મેઘાણી–

રંગૂન પર બોમ્બ વર્ષા ચાલતી હતી. આખું શહેર ભડકે બળતું હતું. 'આમાંથી ઊગરીએ તો પાણી બારો પગ ન ભરીએ.' વતનમાં પ્રેમો ભગત કાચબા કાચબીનું ભજન ગાતા તે આજે સાંભરતું હતું. આંહીંની ધીમ કમાણી આડે વતન વિસારે પડેલ તે આજે બરાબર યાદ આવ્યું હતું. તેના દ્વારની ઝીણી દીવડી આજે આકર્ષતી હતી. ખરેખર દુઃખમાં બાળક માટે અંતે તો માનો ખોળો જ સાચો વિસામો છેને ? મેસર્સ એમ. એમ. શાહ (મારી પોતાની પેઢીનું નામ)ની વિશાળ પેઢી પણ અંતે બોમ્બના સપાટે ચડી ગઇ. જીવન પણ

એક વખત આમ જ ખતમ થશેને ? પણ એની રાખ વતનના ટીંબે ઊડે તોજ સદ્‌ગતી થાય. વતન ! વતન એ એક જ તાન ને તાર લાગી ગયો. કુટુંબને તો રવાના કરી દીધું હતું, સારો પૈસો પણ સાથે જ મોકલી દીધો હતો. છેવટે હું ય રંગૂનને છેલ્લા રામ રામ કરી નિકળી ગયો. વતન પહોંચતા હાશ ! એવો અંતરમાંથી નાદ ઊઠયો. બેટા જાણે બાના ખોળે આવ્યો ! કોઇને ખબર કર્યા વગર જ હું વતન પહોંચ્યો હતો. એક બે દિવસ આરામ લઇ બધા જૂના સંબંધીઓને મળવા ગામમાં નિકળ્યો. રંગૂનથી જ એક નિશ્ચય કરેલ ને તે શેષ જીવન ને સંપત્તિ વતન માટે શકય તેટલી ખરચવાનો.

મારા મકાનની પડખે જ વર્ષોથી ત્રીકમ લુહારની કોડ આવેલ હતી એટલે પહેલા તેમનો જ ભેટો થઇ ગયો. તેઓ તો એકધ્યાને લોઢું ટીપવામાં પડયા હતા એટલે મેં જ બોલાવ્યા.

'કાં ત્રીકમ કાકા, કેવાક ધંધાપણી ચાલે છે ?'

'ઓહ...હો ! કોણ મનુ ! તું કયારે રંગૂનથી આવ્યો ?'

કાકાએ આંખો ઉપર હાથનું છાજવું કરી મને પૂછયું. તેમની ધોળી પાંપણોમાં ઊંડી ઊતરી ગયેલ દેખાતી આંખોમાં એટલું જ ઊંડું દરદ ભર્યું હતું, છતાં ઘણા વખતે મને જોઇ તેમણે મોં ઉપર હાસ્ય આણ્યું.

'બેસ, બેસ. બેટા. શરીર કાંઇક મોળું પડી ગયું.'

'કાકા, મને તો ખાસ કાંઈ નથી લાગતું, બાકી તમે તો સાવ ઘરડા થઇ ગયા. પંદર વર્ષમાં આટલું બધું શરીર નખાઈ ગયું ?'

ત્રીકમ કાકાએ આ સાંભળતાં જ ઊંડો નિઃશ્વાસ નાખ્યો. તે માત્ર આટલું જ બોલી શકયા : 'ભાઈ, વખત ફરી ગયો છે.'

ખરેખર, મને પણ ત્રીકમ કાકાનાં વચનો સાચાં લાગ્યાં. પંદર વર્ષમાં તો ગામનો આખો સીનો ફરી ગયો હતો.

એ જ ત્રીકમ કાકા ગામમાં લોંઠકા ગણાતા. બન્ને કોડયો ધમ-ધોકાર રાત ને દિવસ ચાલતી જ હોય, ખેતીનાં ઓજારો બન્યે જ જતાં હોય, ખેડુઓના અને ભાડુતી ગાડાઓના પાટાઓ, દાતરડાંઓ વગેરે બન્યે જ જતું હોય, પાટાઓ તપાવી પૈડાં ઉપર ચડાવવા માટે છાણાની આડો સળગતી જ હોય. તેમના ત્રણ દીકરા અને ચોથા ત્રીકમ કાકા સાંણસીથી તપાવેલ લોઢું એરણ ઉપર રાખી ટપ...ટપ ટીપતા જ હોય.

લોઢાં ટીપી ટીપીને તેમના લોખંડી બની ગયેલ હાથની એક જ ડાંગે ગમે તેવો ફાટેલ સાંઢ પણ ભાંભરડા નાંખી ભાગી જતો. ઘરે બબ્બે તો હાથણી જેવી ભેંસો હીલોળા લેતી હતી. કાકાનો હાથ સદાય ઘીના કુડલામાં જ રહેતો. એ કાકાની આ દશા થવાનું કારણ શું હશે? હજી હું આમ વિચાર કરું છું ત્યાં કાકા બોલ્યા:

'મનુ, આપાણા હાંડા જેવા ગામ ઉપર પાયમાલીના ગણેશ મંડાયા છે. આપણા જ ગામના ટોકરશી શેઠના દીકરાને તું ઓળખે છે?'

'હા હા, અરે એ તો મુંબઈમાં હતો ને? પેલો ચમન ને?'

'હા, ભાઈ, હા. એ ચમને જ મારા જેવા કારીગરો અને પેટીયું રળી ખાતા ગાડાવાળાના પેટ ઉપર પાટુ મારી છે.'

અમે આમ વાતો કરતા હતા ત્યાં અભરામ ખોજો આવ્યો, અને બોલ્યો:

'કાં ત્રીકમભાઈ, કાંઈ ઘણુબણુ મારવાના છે?'

'અભરામ, કાંઈ કામ નથી ભાઈ, નહિતર હું તને કહેવરાવત.'

'કાકા ત્યારે અત્યારે ચારક આના આપશો? હું કામ કરીને એ વાળી આપીશ.'

અભરામની આ દશા ! મારા દિલમાં બળતરા ચાલી; અભરામ અમારા ગામમાં એક બળદીઆનો એક્કો હાંકતો. ગામના વાણિયાનો માલ લઇ જતો અને લાવતો. શહેરમાંથી શાક લાવીને ગામમાં વેચતો. બહુ સુખથી રહેતો. તેનું ભરાઉ મોઢું, લીંબુની ફાડ જેવી આંખો, અને દાઢીના કાતરા મને યાદ આવ્યા. અત્યારે તો જાણે એ અભરામ જ નહિ. એને અકાળે વૃદ્ધાવસ્થા આવી ગઇ હતી. મારાથી ન રહેવાયું. મેં પૂછ્યું: 'અરે અભરામભાઈ, આ શું થઈ ગયું ? આમ કેમ ?'

'ભાઇ, નશીબ ! હવે તો આ ગામ ખાવા ધા—'

અભરામ વાક્ય પૂરૂં કરે ત્યાં તો ભોં...ભોં...ભોં કરતું ખટારાનું હોર્ન બોલ્યું. એ સાંભળતાં જ ત્રીકમ કાકા અને અભરામ બન્ને બોલી ઊઠયા:

'ભાઇ, સાંભળ. આ ભોં...ભોં કરે છે ને એણે જ ગામને ભોંયભેગું કર્યું છે.'

આ સાંભળતાં જ હું બધી વાત પામી ગયો. ચમન દશ પંદર હજાર મુંબઇથી કમાઇને આવ્યો હતો. ઊગતો યુવાન હતો. તેને તેના નાનકડા ગામમાં પણ કાંઇક નવીનતા દાખલ કરવાના કોડ જાગ્યા. અમારા ગામથી સ્ટેશન દસ ગાઉ દૂર હતું, એટલે મુંબઇમાં વસનાર એ ચમનને એટલે દૂર ગાડાગડેરામાં જવામાં અગવડતા લાગી. તેણે બે ખટારા ખરીદ્યા. એક પેસેન્જરો માટે અને બીજો માલ લઈ જવા લાવવા માટે. ખટારા થતાં જ ગામના ગાડાવાળાનો અને એકાવાળાનો ધંધો બેસી ગયો. તે સાથે જ લુહાર, સુતાર અને બીજા કારીગરોની પણ અવદશા બેઠી. ગામમાં રોજ નવી નવી જાતની વસ્તુઓ દાખલ થવા લાગી. કમાણી ઘટી અને ગામનો પૈસો પગ કરી બહારગામ જવા લાગ્યો.

ચમન આટલેથી જ અટક્યો હોત તો યે ઠીક, પણ તેને તો આમાં ઘેર બેઠાં ખૂબ કમાણી લાગી, એટલે તેણે ચાર પાંચ સાયકલો લાવી ગામમાં બે આનાની કલાકે ભાડે ફેરવવા માંડી. જેણે કોઇ દિવસ મોટર પણ નહોતી જોઈ તેવા ભોળા ગામડીઆઓ સમક્ષ ચમને આ બધું લાવી મૂક્યું. અણુસમજું ગામડીયાઓ માંડ સાંજે ચાર આના રળતા તેમાંથી બે આના ચમનને આપવા લાગ્યા. ચમને ગામનો પૈસો થોડાક નફા ખાતર ઢસરડી પરદેશ મોકલવા માંડ્યો.

આ બધું જાણી હું વિચારમાં ચીજી ગયો. એ જોઇ મારા માયાળુ ત્રીકમ કાકા બોલી ઊઠ્યા : 'ભાઇ મનુ, આટલો બધો શું વિચારમાં પડી ગયો ?'

'કાંઇ નહિ કાકા' એટલું કહીને હું ત્યાંથી ઊઠ્યો. મારા મનમાં વિચારો ઊભરાવવા લાગ્યા : નિર્દોષ ભાવે કે પૈસાની લાલચે, ગમે તે રીતે, પણ ચમનની કમાણીની પાઇએ પાઇ ગામની ઉન્નતિ ખાતર નહિ પણ અવનતિ કરવામાં ખર્ચાઇ રહી છે...હું પણ કમાયો છું. મારે મારો પૈસો કેવી રીતે ખર્ચવો ? મારા ગામનો કારીગર રોટલો રળતો થાય તેમ કરવામાં ? કે ચમનના હાથે ગામને પાયમાલ થવા દઇ ગામમાં મોટા હવેલા ચણી મોજમજાહ માણવામાં ?' આ પ્રશ્ન સાથે જ મને રંગૂનથી નીકળતા કરેલ નિશ્ચય જીવન ને સંપત્તિ વતન ખાતર વાપરવાનો યાદ આવ્યો.

વિચાર કરતો હું ત્રીકમ કાકાની કોડના ઓટલેથી નીચે ઊતર્યો, ત્યાં ખભે વાંસલો, હાથમાં કરવતી, હથોડી અને રંધો લીધેલ પશો મિસ્ત્રી આવ્યા. મને જોતાં જ તે બોલી ઊઠ્યા :

'ઓહ....હો મનુ, તું ક્યારે આવ્યો ભાઇ !'

'કોણ પશા દાદા !' હું પરમ દિવસે જ આવ્યો. તમને બપોરે

મળવા આવવાનો જ હતો. પણ આ બધું લઈને શું નીકળ્યા છો ? તમને વળી આમ ફરવાની નવરાશ કયાંથી મળી ?'

'ભાઈ, હવે તો નવરા જ થઈ ગયા. કામ માટે આખો દિવસ ગામમાં રખડીએ છીએ. ત્યારે માંડ રૂપિયો સવા રૂપિયો મળે છે.'

'શું...!' હું આશ્ચર્ય પામી ગયો. પંદર વર્ષ પહેલાં પશા કાકાનો વભો મેં મારી સગી આંખે જોયો હતો. તેમના મોટા ડેલામાં ગાડાં, હળ, ખંપાળીઓ અને બીજો કેટલો ય ઘરનો અને ખેતીનો સામાન તૈયાર થયા જ કરતો હોય ને જૂનો સમારાતો હોય. સવારના બેસે તે માંડ એક દોઢ વાગે તો તે જમવા માટે નવરા પડતા. એ પશા દાદાની આ દશા ! હં....હં પણ એ જ દશા હોય ને ? ગાડાં તો ચાલતાં બંધ થયા હતાં. રાજ્યનાં ત્રાસને કારણે ગામનો ખેડુ વર્ગ પણ ગામ છોડી ચાલી નીકળવા લાગ્યો હતો. મારા જ મકાનની સામે રહેતા વશરામ પટેલના ઘરે તાળું જોઈ મને થયેલો પ્રશ્ન આમ આપમેળે જ ઉકેલાઈ ગયો.

વશરામ પટેલની તો અમારા ગામમાં વારીયું હતી. બાર બાર સાંતીની ખેડ કરનાર એ વશરામ ભાભાના ઘરે છ છ તો બળદની જોડો હતી. ત્રણ ચાર ભેંસો અને પાંચ છ ગાયો તો દૂઝતી જ હોય. અમે પાડોશમાં રહેતા અને વશરામ ભાભા મારા ઉપર બહુ પ્રેમ કરતા, એટલે હું તો સવારમાં તેમના ઘરે જ પહોંચી જતો. ભેંસના દૂધની એક તાંસળીનો તો જાણે મારો કર બંધાઈ ગયો હતો, મારા શરીરમાં અત્યારે જે તાઝગી રહી હતી તે એ દૂધ ઘીનો જ પ્રતાપ હું માનું છું. અલબત્ત અમારે ત્યાં પણ ભેંસ તો હતી જ, છતાં મને વશરામ ભાભાના કુટુમ્બ સાથે બેસી દૂધ પીવામાં બહુ આનંદ આવતો. દૂધ ઘીનો હિસાબ કરનાર આ જમાનાના વશરામ ભાભા ન હતા, એટલે મને તેમ કરવામાં ખાસ ક્ષોભ પણ ન થતો.

આ બધું મને એક પછી એક યાદ આવવા લાગ્યું. મારૂં હૃદય હલબલી ઊઠયું. છતાં હિમ્મત રાખી મેં પ્રશ્ન કર્યો:

'પશા દાદા, વશરામ પટેલના ઘરે તાળું કેમ ? તે કયાં ગયા ?'

'ભાઈ તેમની ખેડ ભાંગી પડી. તેમની તો તારા ગયા પછી બહુ મોળી દશા આવી ગઈ. સમો એવો આવ્યો કે ખેડુ બિચારા ભાંગી ગયા. સાથે અમારો રોજગાર પણ ભાંગ્યો. ત્રીકમભાઇએ આ બધી વાત તો કરી હશે જ. તારા બાપાને અને અમારે તો ઘર જેવો સંબંધ તું ઘણા વખતે આવ્યો છું, માટે આજે તો મારે ત્યાં જમ–'

'પશા દાદા, હમણાં એ બોલતા જ નહિ. અર...ર દાદા ખરે-ખર, ગામનો દાટ વળી ગયો. લ્યો રામ...રામ' કહી હું ચાલવા લાગ્યો. મેં નિશ્ચય વધારે દૃઢ કર્યો: 'મારે મજાહ નથી માણવી–મારે મારા વતનના સેવક બનવું છે.'

મને પોતાના પુત્ર જેવો ગણી બેટા કહેનાર ત્રીકમ કાકા, માયા અને મમતાથી માથે હાથ મૂકી આટલા દુઃખમાં પણ જમવાનું કહે-નારા પશા દાદા, મારા હાડમાં હજી જેની ભેંસોનું દૂધ ફરે છે એ વશરામ ભાભા, મારા ગામનો અભરામ ખોજો, એ બધા મારા ગામના કારીગરો અને કામદારો મારી કલ્પનાની મહેલાતો અને મોજશોખ પાછળ ભૂતના ઓળા જેવા નાચતા લાગ્યા. હાડપીંજર શા તેમના શરીરોમાંથી ભેંકાર રૂદન સંભળાવા લાગ્યું.

હું ચમનના મકાને ગયો. ચમન તેના ખટારામાં આવેલ શહેરી મિત્રો સાથે આનંદ કરતો હતો. પરદેશી સીગારોના ધૂમાડાથી ઓરડો આખો છવાઇ ગયો હતો. ચમનને ગામના લોકોમાં તેના જેવો સંસ્કારી કોઇ ન દેખાતો. તે બધાયને અજ્ઞાન અને અસંસ્કારી સમજતો. એટલે એવા લોકો સાથે તેને ભળતાં શરમ આવતી હતી. ત્યારે તેને કોઇ સાથીદારો તો શોધવા જ જોઇએ

? તેથી તે બે ત્રણ શહેરી મિત્રોને ગામમાં ઢસડી લાવતો. તે
ંવાય ખટારા થવાથી શહેરમાં રહેનાર બીજા ઘણા ગ્રામ્ય જીવન
ોવાની ઇચ્છાથી આવતા. ગામડાં જોવા આવનારને ગામડાંમાં પણ
ા, પાન ને સીગાર તો જોઈએ જ, એટલે અજાણ્યે પણ તેઓ
ામડાંની વિનાશક્રિયાનો વેગ વધાર્યે જતા હતા. ગામમાં
ાટરો અને સાયકલોની સાથે હોટેલો અને પાન બીડીની દુકાનો
ણ વધી હતી, ભૂંગળીઓ પીતા વૃદ્ધો ક્યાંક ક્યાંક રડ્યા-
ખડ્યા જ દેખાતા હતા. ગામમાં ઘરે મેમાન આવ્યો એટલે જમ્યા
છી પાન અને ધોળી બીડી પાવામાં ગામડીઆઓ પણ મહત્તા
મજવા લાગ્યા હતા. ચમનના ઘર તરફ જતાં હમણાં જ મેં એક
ઘેડુ યુવાનને 'હની ડયુ'ની ડબ્બી તરફ આંગળી ચીંધીને 'એક
ાથી' એમ કહેતો અને પૈસા ગણી આપી એ ડબ્બી ખરીદતો
જોયો. મને થયું કે દેશના કિસ્મતમાંથી અઢી આના ખડયા, અને
જારો માઇલ દૂર બેઠેલ થોમસ બેરની કંપનીમાં જમે થયા! ઓહ
..હો! પરદેશીઓ કેવી સીફતથી આપણને લૂંટી રહ્યા છે, અને
આપણે કેવી મૂર્ખાઇથી લૂંટાઇ રહ્યા છીએ!

ચમન મને જોતાં જ ઊભો થયો. રંગૂનમાં મારૂં મારી
ઢીનું વેપારીઓમાં સ્થાન સારૂં હતું. ચમન તે જાણતો હતો. તે
આગળ આવ્યો અને બોલ્યો:

'ઓ હો મનુભાઇ આપ ક્યાંથી? તાર તો કરવો હતો. હું
ોટર લઈને સામો આવત. સ્ટેશને ખટારો તો હતો ને?'

'હા, ચમન, ખટારા તો સ્ટેશને હતા પણ હું તો ગાડામાં જ
આવ્યો. મોટરોમાં અને ટ્રામોમાં તો બેસી બેસીને થાકી ગયા
ાઇએ, એ થાક ઉતારવા અને વતનનો માયાળુ પ્રેમ ચાખવા
અહીં આવતા હોઈએ ત્યાં પાછું ખટારામાં ક્યાં બેસવું?...હં...
ત્મે આ મોટર સરવીસ શરૂ કરી છે?'

'હા, મનુભાઈ, મને લાગ્યું કે આપણા ગામને સ્ટેશને જવામાં અને માલ લઈ જવા લાવવામાં ખુબ અગવડ રહે છે, તે અગવડ આથી ટળશે. આ ટ્રંકા ગાળાના અખતરામાં હું જોઇ શકયો છું કે આથી ગામને પૂરતી સગવડ રહે છે. તે સાથે મને પણ ઘેર બેઠાં દિવસના ચાર પાંચ રૂપિયા મળી રહે છે.'

'ઓહ...હો, એક દિવસના ચાર પાંચ કમાઓ છો ? ઠી...ક. પણ ચમન, તને અગાઉના કરતાં આપણા ગામમાં હવે ફેર નથી લાગતો ?'

'ફેર કેમ ન લાગે ? ભાઈ, ગામ તો દિવસે દિવસે ભાંગતું જાય છે: પણ ભાઇ, આપણે શું કરીએ ! આપણે આપણો ધંધો સંભાળીએ !'

'આપણે આપણો ધંધો સંભાળીએ' એ શબ્દોમાં ચમનની સ્વાર્થવૃત્તિની પ્રતીતિ થતી હતી. એક જ દિવસમાં ઘર–આંગણે પાંચ સાતનો ચોખ્ખો નફો કરી આપનાર ધંધો કોને ગળે ન વળગે ? ચમન આ ધંધો જતો નહિ જ કરે એમ મને ખાતરી થઈ ગઇ. તે ઉપરાંત મને એમ પણ થયું કે ચમનને આ ધંધો છોડાવવા પ્રયત્ન પણ શા માટે કરવો ? કારણ કે આ લડતની ઝાળમાંથી જગતનો કોઇ દેશ બચશે નહિ. તેમાં ય હિંદ તો પરાધિન દેશ. તેલ એ જ આ લડતનું મુખ્ય સાધન છે. તેની ભયંકર જરૂરિયાત લડનારને રહેવાની જ. તે વખતે પરાધિન દેશમાં મોટરો ખટારાને પેટ્રોલ કયાંથી મળશે ? આપોઆપ જ તે બંધ થવાના. ચમન વાર્યો નહિ પણ આમ હાર્યો જ રહેશે.'

આમ વિચાર કરતો હું જવા માટે ઊઠયો.

'લ્યો ચમનલાલ હું જઇશ ત્યારે ?'

'મનુભાઇ, ચા પીધા વગર કાંઇ જવાય ? મેં ચાનું કહી પણ દીધું છે...પણ તમે શા વિચારમાં પડી ગયા છો ?'

'એ તો અમસ્થો જ. બાકી તમારો ધંધો ઘર આંગણે પણ સરસ ચાલે છે.'

અમે આમ વાતો કરતા હતા ત્યાં ચા આવી. ચા પી હું ઘરે આવ્યો. રાત્રિનું વાળું પતાવી હું મારા બિછાના ઉપર પડયો. મારી આંખમાંથી આજ ઊંઘ ઊડી જ ગઇ હતી. કાનના પડદા ચીરતી વતનની પાયમાલીનો ચિત્કાર મને વિહ્વળ બનાવી રહ્યો હતો. મારા મગજમાં વિચારોની પરંપરા ઉપડી :

'જગત અત્યારે દિવસ ઊગ્યે જીવનની જરૂરિયાતોથી પણ વીંચિત બનતું જાય છે. ખાવાની ચીજોમાં પણ ભયંકર મોંઘવારીનો હાઉ પેઠો છે. દેશનાં કરોડો માનવીઓ આજે એક ટાણા પર રહે છે. છતાં લાગે છે કે દુનિયા એક ડગલું આગળ ને આગળ ધપી રહી છે. પ્રગતિનાં પૂર મહાવેગે જગતને નવા સર્જનનો નાદ લગાડતાં વહી રહ્યાં છે, એ વખતે મારૂં ગામ-મારૂં વતન કેવું જીવન જીવે છે ? આ કેમ પાલવે ? રશિયા અને જર્મની, ઇંગ્લાંડ અને અમેરિકા, જાપાન અને ઝેકોસ્લોવેકિયા આજે મહામારીમાં પડેલ છે ને જગતને પાડયું છે. એનો અંજામ આવે તે ખરો પણ હિંદને તો અનિચ્છાએ તેમાં આગળ કર્યું છે. મારા દેશ, મારા વતનની ભૌગોલિક સ્થિતિ જ એવી છે કે એને કોઇ બાબતમાં પરાધિન રહેવું જ ન પડે છતાં આજે જગતમાં તેને જ વધારે કંગાળ વધારે અજ્ઞાન દેશ ગણવામાં આવે છે. કારણ ? તે પરાધિન છે. આઝાદી કોણ નથી ઇચ્છતું ? મારો દેશ પણ એજ માગે છે. મળશે ? નહિ મળે તો તેનાં દિલમાં જલતી આગ બહાર નીકળી જગતને જલાવશે. એ કોના પાપે ? બધું હું સમજું છું. પચાવી જાણું છું.

મારામાં ભાવના છે, આદર્શ છે. એ બધાનો ઉપયોગ કરી મારા ગામને આદર્શ ગામ બનાવવા શા માટે ન મથું ? રંગૂનમાં રહી જીવન ખૂબ માણ્યું, સંપતિ પણ ઠીક મેળવી છે, નવયુગની ઊગતી ઉષાનાં કિરણો ઝીલવા જેટલી શક્તિ પણ મેળવી છે. વીશ વીશ વર્ષ સંપત્તિ રળવામાં ખર્ચ્યાં છે એ સંપત્તિનો વતન મારા પાસે સાચો ઉપયોગ માગી રહ્યું છે. મારા વતનમાં કારીગરો છે, કૃષિનિષ્ણાત ખેડુઓ ને યુવાનો છે. તેમનામાં બુદ્ધિ છે, કાર્યશક્તિ છે. એ શક્તિનાં ઝરણાં નિરર્થક વેડફાય છે. એમને એકત્ર કરી એક મહાધોધ શા માટે ન ઉપજાવું ? એ ધોધમાંથી કોઈ મહામૂલી વીજળીક શક્તિ ઉત્પન્ન કરી ઘેરઘેર પ્રકાશ કેમ ન ફેલાવું ? શા માટે આ ભૂખમરો, શા માટે આ કેરોસીન માટેનો કકળાટ. શા માટે કપડાની કંગાલિયત ! બસ, એ જ સાચો રાહ છે. ચમન ભલે મોટરો ફેરવે, ધોળી બીડી અને પરદેશી કાપડ ગામના લોક હમણાં ભલે પહેરતાં, શરમે એ બધું છોડાવવું એ ચાર દિવસની ચાંદની જેવું થઈ પડશે. તેના કરતાં પરિસ્થિતિ જ તેમના દિલમાં વતનની ચીજોનું અભિમાન ઉત્પન્ન કરાવશે ને એ જ સાચો સુખકર રસ્તો બનશે. મારા વતનમાં કારીગરોનો પણ ક્યાં તોટો છે. પરતંત્ર હિંદના શહેરે શહેરે અને ગામડે ગામડે અણપૂછી અણપ્રીછી કેટકેટલી કારીગરી પીઠબળ વગર ઘડીભરનો ચમકાર કરી આપત્તિની અંધારખીણમાં ગરક થઈ જતી હશે !

'દુનિયાના સ્વતંત્ર દેશોમાં કારીગરોને અને વિજ્ઞાનીઓને રાજ્યોનાં પીઠબળ હોય છે; કરોડો રૂપિયા તેઓ અખતરા પાછળ ખર્ચી નાખે છે. અખતરો સફળ થાય છે, દુનિયાની બજારોમાં તે માલ મૂકી તેઓ અબજોનો નફો મેળવે છે, અને સાથોસાથ દેશને સુંદર શોધનો વારસો મળે છે. હિંદમાં

દેશી રાજ્યો છે. તેઓ ધારે તો પોતાના રાજ્યના કારીગરો માટે કાંઇક કરી શકે તેમ છે, તેમનું દષ્ટિબિંદુ અત્યારે પરભોમ ઉપર ભમે છે, તેટલું સ્વભોમ ઉપર ભમતું થાય તો તેઓ જરૂર રાજ્યને તરતું કરી શકે. કરવેરાથી રૈયતને પીડી તિજોરી ભરવા કરતાં આજ સાચો રાહ છે. હિંદમાં શ્રીમંતો છે, તેમની પાસે પુષ્કળ પૈસા છે. તેઓ તેમનું શેષ જીવન, તેમનો પૈસો વતનમાં ભૂખના દુઃખે પીડાતાં ભાંડરડાના ઉદ્ધારની સાચી નાડ તપાસી તે દુઃખો નિવારવા પાછળ ખર્ચે તો? ખરો આત્મસંતોષ આપણે એક સુધરીએ તેના કરતાં આપણાથી એક હજાર સુધરે તેમાં જ રહેલો છે ને?'

'ઝણુ...ણુ...ણુ—ઝણુ...ણુ...ણુ.'

'અરે, આ તો ઠાકોરદ્વારાની પરોઢિયાની ઝાલર વાગી!' એક મટકું પણ માર્યા વગર આખી રાત ચાલી ગયાનું મને ભાન થયું. મારી વિચારમાળા અટકી. હું પાકો નિશ્ચય કરી પથારીમાંથી ઉઠયો: પાંચ થઇ ગયા હતા.

ઘરમાં પણ બધા ય જાગ્યા હતા. ગોકળી ગાયો દોહીને હમણાં જ ગયો હતો. શૌચાદિ કાર્યોથી નિવૃત્ત થઇ બધા યે સાથે બેસી શેડકઢું તાજું દૂધ પીધું. આઠ વાગ્યે હું ગામમાં નીકળ્યો. ત્રિકમ કાકાએ હજી હમણાં જ દુકાન ખોલી હોય તેમ લાગતું હતું. કામ વગર કોડ તો ટાઢી જ પડી હતી.

ત્રીકમ કાકાનો નારાણ હજી કોડે નહોતો આવ્યો. એટલે હું ઘડીક કાકા સાથે વાતો કરતો બેઠો. એટલામાં નારાણ આવ્યો. નારાણ વતનમાં ખાસ કાંઇ કામધંધો નહોતો ચાલતો એટલે અમદાવાદમાં એક કારખાનામાં કામ કરતો હતો. પાકો કારીગર હતો. તેની કારીગરી અત્યારે એક મૂડીવાદીની ગુલામી કરવામાં વપરાઇ રહી હતી. અને અમારા પશાદાદાના પિતાંબરની પણ એ જ દુર્દશા હતી. તેને

મુંબઇ સ્વદેશી પ્રદર્શનમાંથી લાકડાના ફરનીચર માટે સોનાનો ચાંદ મળ્યો હતો. તેણે દેશી ઓજારો વતી નકશી કોતરીને મારા માટે એક કબાટ બનાવેલ હતો. તે કબાટ મેં મારા મિત્ર જીતેન્દ્રના આગ્રહથી મુંબઇ પ્રદર્શનમાં મૂકાવેલ હતો. એ કબાટની પાંચસો રૂપિયાની માગણી થઇ હતી. છેવટે એક શ્રીમંતે સાડાસાતસોમાં તે ખરીદી લીધો હતો. 'કંટ્રી' કહીને આપણી કારીગરીને અવખોડનારાઓની તો તે કબાટ પાછળ પડાપડી થઈ હતી. ખુદ પરદેશી ગવર્નરના મુખમાંથી એની સ્તુતિ નીકળી પડી હતીઃ 'આવા સરસ કોતરકામ માટે હું આ કારીગરને અભિનંદુ છું.' મારા વતનના આવા કારીગરો માટે મને અભિમાન હતું, પણ પૈસા રળવાની ધૂન પાછળ વતન તરફ હું જોઇતી નજર નહોતો રાખી શકયો. એ ભડકે બળતા આજના જગતને જોઈ મને સમજાયું હતું.

નારાણુ આવ્યો, એટલે મેં તેને ગામના બધા યુવાનોને પશાદાદાના ડેલે સાંજે ભેગા થવા માટે કહેવરાવ્યું. દેશની સ્થિતિએ આજે નિશાળ-કૉલેજો બંધ કરી હતી. બહારગામ ભણવા ગયેલા હાલ વતનમાં આવ્યા હતા, એટલે મને મારા મનોરથો ઝીલાશે એવી ખાતરી હતી.

સાંજરે અમે બધા પશાદાદાના ડેલે ભેગા થયા. મેં જગતમાં પ્રવૃત્તિ રહેલ પરિસ્થિતિનું ને રંગૂન છોડી દેશ આવતા વચમાં કેટકેટલી હાડમારી અનુભવેલ તેનું વર્ણન કરી ગામની ખાતર પણ હવે સ્વાશ્રયનો રસ્તો લેવાય તો જ જીવન જીવાશે તેનું સૌને ભાન કરાવ્યું. તેમનામાં વતનપ્રેમ હોય તો વતનને ખાતર એક વર્ષને માટે બધો કામધંધો છોડી રચનાત્મક કાર્યમાં દટાઇ જવાના કોલ લીધા. તે જ વખતે દશ હજાર રૂપિયા મેં તેમની વચ્ચે મૂકી દીધા. તેમાંથી એક કાર્યસાધક સમિતિ નીમી. તાલુકાનાં બધાં કામ અમે

ખરીદવા નક્કી કર્યું. ગામ બહારની ધર્મશાળાને કામચલાઉ ઉદ્યોગ-મંદિર સ્થાપી દીધું. કાલાં ફોલાવવાના કામથી તે કાપડ વણાટકામ સુધીનું બધું ત્યાં જ તૈયાર કરવા નક્કી કર્યું.

ગામના વણકરો વણકરીમાં પ્રખ્યાત તો હતા. તેમાં તેમને આ પીઠબળ મળ્યું. ગામમાં દશ નંબરથી તે પાંત્રીશ ને પચાસ નંબર સુધીનું સૂતર કંતાતું હતું. સૂતરની કંતામણીનો દર, નંબર ઉપર રાખેલ હતો, એટલે કાંતવામાં હરીફાઇ પણ ઠીક ચાલવા લાગી.

ઉદ્યોગમંદિરમાંથી, ખેસ, સાફા, ધોતિયાં, પહેરણ, કોટીંગ, સાડીઓ, પોલકા, ધાઘરાપાટ, ટેબલક્લોથ ને ટુવાલ બધું કાપડ તૈયાર થતું હતું. તે ઉપરાંત ટોપીઓ ને સાડીઓ ઉપર હીરનું અને જરીનું ભરતકામ પણ અમે કરાવતા હતા. સાડીઓ ત્રણસો રૂપિયા સુધી અમે તૈયાર કરતા હતા. આની પાછળ અમે અમારો આત્મા રેડયો હતો. પણ આટલાથી અમને જંપ ન હતો. જંપ ઇચ્છતા છતાં જંપ લેવાય તેમ ન હતું, કારણ કે રાજપરાના સ્વદેશી કાપડ પાછળ શહેરો ઘેલાં બન્યાં હતાં. પરિસ્થિતિ એ આવી હતી કે પૈસા ખર્ચે પણ હવે પરદેશી ને મિલનું કાપડ મળવું બંધ થયું હતું. કામ ખૂબ વધ્યું હતું.

અમે અમારા ઉદ્યોગમંદિરમાંથી તૈયાર થયેલા ત્રીસ યુવાનોને જુદા જુદા ગામોએ મોકલી ત્રીસ ઉદ્યોગમંદિરો ખોલાવ્યાં. દરેક ઠેકાણે સારામાં સારા વણકરો રોકયા. આરી ભરત કામ માટે જ અમારે પંદર ઉદ્યોગમંદિરો ઊભાં કરવાં પડયાં.

પશા દાદાને અને ત્રીકમ કાકાને તો હવે ઘડીની ફુરસદ ન હતી. રેંટિયા બનાવવા, કપાસ લોઢવા માટે ચરખા બનાવવા એ કામ તો ચાલ્યા જ કરતું. તે ઉપરાંત પિતાંબર અને નારાયણ માટે ફરનીચરનું કારખાનું પણ શરૂ કરાવ્યું.

અલબત્ત, તેની અંદર બધાં સાધનો દેશી જ વસાવ્યાં હતાં, અને તે પણ ઘણાખરાં તેમણે જ બનાવેલાં હતાં. છતાં તેઓ આંખ ઠારે તેવું કામ આપી શકતા હતા. તેની પાછળનું પ્રચારકાર્ય કરવા પણ અમે એક ખાસ સમિતિ નીમી હતી. તે સમિતિને માલના પ્રચાર માટે પૂરતો ખર્ચ કરવાની છૂટ હતી.

છ મહિનામાં તો દરેકને શ્રમ પૂરતું વેતન મળતાં અને સંસ્થાઓનું પરચુરણ ખર્ચ કાઢતાં દશથી બાર હજારનો નફો રહ્યો. તે નફો બીજા ઉદ્યોગો ખોલવા માટે જમે રાખવાનું અમે ઠરાવ્યું. છ મહિના પછી હું મુંબઇ આંટો ખાવા ગયો. પાછા ફરતાં મારા મિત્ર જીતેન્દ્રને ઉદ્યોગમંદિરને જોવા સારું સાથે તેડતો આવ્યો.

જીતેન્દ્ર ભુસ્તરવિદ્યા ઠીક ઠીક જાણતા હતા. તે ઉદ્યોગમંદિરનું કામ જોઇ ખુશ થઇ ગયા. એક સાંજે અમે બહાર ફરવા નીકળેલા. અમારી નદીની રેતમાં અમે બેઠા હતાં. રેત જોઈ જીતેન્દ્રે તે રેતનો સારામાં સારો કાચ બની શકે એવો અભિપ્રાય આપ્યો, તેણે પોતે કાચનું કારખાનું ચાલુ કરવા ઇચ્છા જણાવી. મેં તેને તે ઉપર રાત્રે વિચાર કરવાનું કહ્યું અને અમે ઊઠયા.

નદીને સામે પાર અમારા ગામની લીલી ટેકરી ઉપર અમે બીજે દિવસે બેસવા ગયા. તે ટેકરીની જમીન જોઇને જીતેન્દ્ર બોલી ઊઠયા :

'મનુ, આ ટેકરીની માટીને માટી રૂપે જ રહેવા દેવી એના જેવી એકકેય મૂર્ખાઇ નથી. આવી માટીમાંથી તો સારામાં સારું, ચીનાઈ માટીને પણ આંટી મારે તેવું, માટીનાં ઠામ બનાવવાનું કારખાનું કાઢી શકાય તેમ છે.'

'એમ ? ખરેખર ? જીતેન્દ્ર, આવું આવું આપણી નજર આગળ જ કેટલું દ્રવ્ય માટી રૂપે જ અણપ્રીછયું પડયું હશે ?'

તે જ રાત્રે અમારી સભા ભરાઇ. તેમાં બે યુવાનોને થાન અને

મોરબીમાં ચાલતા પોટરી વર્ક્સમાં છ મહિના માટે દાખલ કરવાનું ઠરાવ્યું. પછી જીતેન્દ્રની કાચનું કારખાનું ખોલવાની દરખાસ્ત મૂકી. તે દરખાસ્ત મંજૂર કરતાં પહેલાં મારે ખાસ કરીને એક સ્પષ્ટીકરણ કરવું પડ્યું:

'અહીંનો મજૂર, અહીંનો કારીગર જ તે કારખાનામાં પહેલું સ્થાન પામે. તે કારખાના પાછળ તમે જેટલી મૂડી રોકી હોય તે તમને ભરપાઇ થઇ જાય પછી તે કારખાનું કામદારોની માલિકીનું બનવું જોઇએ. કામદારોની સમિતિ જ આખું કારખાનું ચલાવે. તેમાં દરેકને તેમની શક્તિ મુજબ મહેનતાણું મળે. તમને પણ તમારી શક્તિ પ્રમાણે જ મહેનતાણું મળે. તે કારખાના ઉપર તમારો નહિ પણ મજૂરોનો હક્ક રહે.'

જીતેન્દ્ર જેવા ભાવનાશાળી યુવાનને તો આ વિચારણા ખૂબ જ ગોઠી ગઇ. તેણે તો તુરત જ કબૂલ કર્યું. મુંબઇ જઇ તેણે આખો નકશો મોકલી આપ્યો. પચાશ વર્ષના પટે અમે જમીન ખરીદી લીધી અને સોમનાથ મીસ્ત્રીને તે કામ ઉધડ જ આપી દીધું. મકાનો થવા લાગ્યાં. બીજી બાજુ ઉદ્યોગમંદિર તરફથી 'પોટરી વર્કસ' માટે પણ તૈયારીઓ થવા લાગી.

કારીગરો અને કામદારોની દિન પર દિન ભરતી ઉપર ભરતી થવા લાગી. રાજપરાના ઉતારૂઓનો ધસારો જોઇ રેલવે બોર્ડે અમારા ગામે નવું સ્ટેશન ખોલવાની માગણી કરી. તાલુકદારે મને બોલાવ્યો. રેલવે હવે ગામને અડચણ નહિ કરે એમ મને લાગ્યું. તાલુકદારે રેલવે બોર્ડને લખી નાખ્યું. અલબત્ત તાલુકદાર પાસે તો અડધું જ ગામ હતું. અડધું ગામ જીલ્લાનું હતું, પણ રેલવે જ્યાં કાઢવાની હતી તે તાલુકદારની જમીન હતી, એટલે જ તાલુકદારને પૂછવામાં આવ્યું હતું. તાલુકદાર આ બધું જોઇને પ્રજા—શક્તિમાં માનવા લાગ્યો હતો. તે નવપ્રેરણાનો

પીયુષરસ પી રહ્યો હતો. અમારાં ઉદ્યોગમંદિરો, નારાયણ અને પિતાંબરનું કારખાનું, કાચનું કારખાનું, અને માટીકામનું કારખાનું જરા પણ ધમાલ વગર ઓછો પણ નામના મળે તેવો સુંદર માલ શહેરી બજારોમાં મૂકવા લાગ્યાં

આ બધી ધમાલમાં અમે વશરામ ભાભાને નહિ ભૂલેલા. કારણ કે કાળી જરૂર આજે દેશને અનાજ માટેની જ હતી. તેમને તુરત જ બોલાવી લીધા. મારી બાર સાંતીની જમીન પાછળ તેમના ચાર દીકરા અને બે સાથીઓ અત્યંત મહેનત કરવા લાગ્યા. દરબારી પચીસ સાંતી જેટલું ઉત્પન્ન તેઓ બાર સાંતીમાંથી પેદા કરતા હતા. તેમાંથી ચોથો ભાગ હું લેતો અને બાકીનો બધો ભાગ તેઓ મહેનત પ્રમાણે અંદરો અંદર વહેંચી લેતા હતા. વશરામ ભાભા કુશળ ખેડુ ઉપરાંત પાણીકળા પણ હતા. મારી જમીનમાં જ તેમણે ત્રણ કૂવા ચાર કોસીયા થાય તેવા શોધી કાઢ્યા હતા. ત્રણે કૂવા પાકા બંધાવી મેં ત્રણ વાડીઓ બનાવી. તમામ જુદી જુદી જાતનાં શાક, ફળ, અને શીયાળુ પાક ઉત્પન્ન થવા લાગ્યો. મીઠું પાણી પીને તૈયાર થયેલ શાક અને ફળ ગામમાં ખપતાં પણ વધી પડતાં હતાં. તે વધારો બહારગામ મોકલી આપતા. એકલી તુમાખી અને સત્તા જ ભોગવવાનું શીખેલ સરકારી અમલદારો તથા તાલુકદાર પણ મારી ઉત્પન્ન જોઇ ખેડુની કિંમત આંકતા શીખ્યા હતા. તેણે મને બોલાવ્યો અને વશરામ ભાભાને કહી સારા ખેડુઓ વસાવી આપવા મને કહ્યું. વશરામ ભાભાએ તાલુકદાર તરફથી ખુબ સહન કર્યું હતું, છતાં એ જૂના માણસ એ બધું ભૂલી ગામના હિતના કાર્યમાં સહર્ષ જોડાયા. ખેડુઓની વસ્તી ગામમાં પૂરી થઇ ગઈ. અણખેડાણ જમીન ઉપર પાછી નંદનવન જેવી લીલોતરી પથરાઈ. ગામ ફરતા સો સો વાડીઓના કોસ કીચુ...ડ કીચુ...ડ કરવા લાગ્યા. અને

રાજપરાના કાપડ માટે એટલી પડાપડી થતી હતી કે મારા એક મુંબાઇવાસી મિત્રે દરખાસ્ત આણી કે :

'મનુભાઇ, તમે ખૂબ કરી. મેસર્સ એમ. એમ. શાહની પેઢીને જેમ રંગૂનમાં ખલવી જાણી તેમ વતનને પણ એજ રીતે ઊજાળી જાણ્યું. આટલી નામના મેળવી અને હજી મેળવતા જાવ છો, પણ તમે પૂરા નહિ પડી શકો. મારી સલાહ છે કે તમે એક મિલ ઊભી કરો. કહેતા હો તો હું પૈસા રોકું. આપણે મિલમાં આબાદ હાથવણાટ જેવું કાપડ કાઢી શકીશું.'

'મોહનભાઈ, મારી ઇચ્છા તો મારા વતનનો કારીગર સ્વાશ્રયથી રોટલો રળી ખાય એ જ છે. મારા ગામની અનાથ વિધવા પણ અત્યારે સુખે રોટલો રળે છે. તેના પેટ ઉપર પાટુ મારી મારે પૈસો પેદા નથી કરવો. અને મિલમાંથી હાથ વણાટ જેવું કાપડ કાઢી મારી મા–ભૂમિને છેતરવી નથી. મને પૈસાની પડી હોત તો રંગૂનથી આવી એવા કેટલાય વેપારો ને ઉદ્યોગો કરવા સમર્થ હતો કે જે દેશ કરતા પરદેશને વધારે ફળદાયી બનત. અલબત્ત મને કાંઇ મિલ તરફ ઘૃણા નથી, પણ વખત એવો આવી રહ્યો છે કે કોલસા ને તેલને અભાવે કેટલા કારખાના ચાલશે તે કહેવું મુશ્કેલ છે. એ વખતે દેશી ઉદ્યોગો ને સ્વાશ્રયી પ્રયત્નો જ દેશને આશીર્વાદરૂપ થઇ પડશે. છતાં મારા વતનમાં મૂડી જેને રોકવી હોય તે તેનું વાજબી વ્યાજ લઇ આખું કારખાનું મજૂરો–કામદારોને હવાલે કરે, માલિકી મજૂરોની–કામદારોની. મારે તો એ સ્થિતિ જોઇએ છે. મારા ગામનો કારીગર અત્યારે દરેક કારખાનું પોતાનું સમજીને ચલાવે છે. કામ કરવાના કલાકો તે નક્કી કરે છે. આ બધું જેને માન્ય હોય તે ખુશીથી કારખાનું નાખી શકે છે.'

'મનુભાઇ, એ તો કેમ બને ?'

'એ જ વાંધો છે. એક માણસ શ્રીમંત બની હજારોને ગુલામ બનાવે એ હું નથી માગતો. અમારા કામ પાછળ ઊંડો વતનપ્રેમ, વતનનો પૈસો વતનમાં જ રહે ને એકેય ભાંડુ ભૂખ્યો ન સૂવે એવું ધાન્ય ભરપુર વતન બને તે ભાવના ભરેલી છે, એ જ એની સાચી કિંમત છે, એ જ સાચો આત્મસંતોષ છે.'

મોહનભાઇને નિરાશ કરી હું મુંબઇથી પાછો ફર્યો. સ્ટેશન ઉપરની માલ ચડાવવાની ધમાલ, ગાડાં, ટપ્પા અને ઊંટ ખટારાની દોડાદોડ, દૂર દૂર દેખાતાં નાનકડાં કારખાનાનાં મકાનો અને બીજી બાજુ નંદનવદન સરીખડી લીલી કુંજાર વાડીઓ, પવન સાથે ઝપાટા કરતા ખેતરમાં ઊભેલ મોલ, એક હાથમાં ભૂંગળી અને બીજા હાથમાં રાસ લઇ ગાડામાં આડે પડખે થઈ દુહા લલકારતા ખેડુઓ, ખરું ગ્રામ્ય જીવન માણવા આવનારને આકર્ષે તેવું દૃશ્ય ખડું કરતાં હતાં. બીજી બાજુ શુદ્ધ સ્વદેશી વાપરીને પણ સારામાં સારી શહેરી ઢબે રહી શકાય છે એ પદાર્થ-પાઠ પણ મળતો હતો.

ગામમાં સ્વદેશીની અને તેથી થતા ફાયદાઓની સમજણ એટલી સ્પષ્ટ થઇ હતી કે હવે તમે પરદેશી માલનો મફત પણ મારા વતનમાં પ્રચાર ન કરી શકો. એકેએક માણસ પૂરતો સાધનસંપન્ન થઈ ગયો હતો. તે બધાનું કારણ એ હતું કે 'ગામનો પૈસો, દેશનો પૈસો દેશમાં જ રહે છે માટે સુખી છીએ.' એમ તેઓ પૂરેપૂરા સમજી ગયા હતા.

ગામ વચ્ચોવચ ઓછામાં ઓછા પાંચસોથી છસો માણસો સમાઇ શકે તેવું એક જ ખંડનું એક ચર્ચાલય ઊભું કર્યું હતું. તેમાં જુદી જુદી ભાષાનાં સારામાં સારાં છાપાંઓ તેમ જ ઉદ્યોગોને લગતાં, શરીર કેળવણીને લગતાં, ખેતીવાડીને લગતાં અને બીજાં

વાંચવા લાયક ચારથી પાંચ હજાર પુસ્તકો રાખ્યાં હતાં. સાંજે છ થી સાત અખાડો ચાલે. અખાડામાં ગમે તે ભાગ લઇ શકે તેટલા માટે જુદી જુદી જાતનાં સાધનો રાખેલ હતાં. સાતથી આઠ સુધી વાંચન, આઠથી નવ સુધી કામદારો, કારીગરો, ખેડુઓ, અને ગામના ગમે તે લોકો ગમે તે વિષય ઉપર ચર્ચાઓ ચલાવે, એક બીજાના જ્ઞાનની આપલે થાય. આને અંગેનું બધું ખર્ચ કારખાનામાં અને ખેતરોમાં કામ કરી નફો કરી આપનાર કામદારો જ કરતા.

મારા ગામને મેં નવી દૃષ્ટિ આપી છે પણ મને સંતોષ છે કે તેમાં નથી દંભ કે નથી આત્મવંચના. ત્યાં પ્રેમ, માયા, મમતા, બંધુભાવ, અને સમાનતા ઝળકી રહ્યા છે. અલબત્ત, ત્રીકમ કાકા, પશાદાદા, અને વશરામભાભા જૂની આંખે નવા આત્માને સંતોષે તેવા તમાસા જોઇ પરલોક પળ્યા છે, પણ તેમના વારસદારો તેમનાથી પણ સરસ તે ભાવનાને કેળવી રહ્યા છે.

બે વર્ષના પ્રયત્ન પછીની મારા ગામની આજે આ સ્થિતિ છે. ગામમાં ચરોતરી તમાકુની ટીંબરૂની સારામાં સારી બીડીઓએ સીગાર ભૂલાવી દીધી છે. ગામનો એક માણસ પણ એક પૈસો પરદેશ મોકલવામાં વતન દ્રોહ માને છે. ચમનના ખટારા ને મોટરો પેટ્રોલના અભાવે બંધ થયાને આજે છ માસ થઇ ગયા છે. તેને સાચી દૃષ્ટિ સાંપડી છે. મારા કામમાં સહાયક બની રહ્યો છે.

રંગૂન ભડકે બળતું હતું, બોમ્બના ભયંકર અવાજ ને તે પછીની ભાંગફોડ વચ્ચે એક જ આંતરનાદ ઊઠતો હતો 'જા, માના ખોળે જા. એજ તારો ઉદ્ધાર છેડો છે.'

આત્માનો એ બોલ–પ્રિય મા–ભોમની માયાથી ખરેખર મારા જીવનનો એ જ ઉદ્ધાર છેડો બન્યો. મને માના ખોળે સ્વર્ગીય શાંતિ મળી.

# કવિ

'કેશવ?' રસોડામાંથી નીકળી ડોસીએ સાદ દીધો. પરસાળમાં ટહેલતો યુવાન અટકી ગયો.

'કેમ બા.'

'હવે ક્યાં સુધી ટહેલવું છે? નાહી લેને બાપુ.'

'ચાલો ચાલો બા, આજ મોડું થયું નહિ?'

યુવાન તરત જ ઓસરી પર ચડ્યો ને કપડા ઉતાર્યા. તેની જાતે જઇ ઊના પાણીની ડોલ રસોડામાંથી લઇ આવ્યો. તે નહાવા બેઠો એટલે ડોસી હથેળીમાં તમાકું ને દાતણનો કૂચો લઇ તેની સામે બેસી તમાકું દાંતે દેતા બોલ્યા.

'બેટા, આજે શ્રીપત શેઠને ત્યાં જમવાનું છે.'

'શું છે?'

'બ્રહ્મભોજ.'

'ઠીક!' કહી પાછો યુવાન કાંઇક વિચારમાં પડી ગયો. ડોલમાંથી પાણીના લોટા પર લોટા ભરી શરીર

પર રેડવા લાગ્યો. ડોલમાં પાણી પૂરૂં થયું ને લોટો તળીએ અડી ખણુ...ખણુ...અવાજ કરતો ખાલી બહાર આવવા લાગ્યો, તોય યુવાન તો જાણે પાણી શરીર પર ઢોળતો હોય એમ જ લોટાને ડોલમાં નાખી માથા પર ઊંધો વાળે જતો હતો.

આ જોઈ ડોસી ખડ...ખડ...હસી પડયા. એ હાસ્યમાં મશ્કરી ન હતી પણ દરદ હતું. આ યુવાનની ધૂને ડોસીની કેટલીએ આશાઓને છીણું વિછીણું કરી નાખી હતી.

કેશવ અંબા ડોસીનો એકનો એક દીકરો હતો. કેશવના પિતા હરિભાઇ શાસ્ત્રી તેને આઠ વર્ષનો મૂકીને ગુજરી ગયા હતા. આજે તેની વય અઠયાવિસ વર્ષની હતી. આઠ અને અઠયાવિસ વચ્ચેના વીસ વર્ષના ગાળામાં તેની સંભાળ તેની માતા અંબાબાએ લીધી હતી. એ સંભાળ લેતા લેતા અંબાબાએ કંઇક સ્વપ્નો રચી નાખ્યા હતા. અને એમાંથી એમણે વીસ વીસ વર્ષો સુધી નવું ને નવું જોમ મેળવ્યાં કર્યું હતું. એ જોમ, એ ઉત્સાહ એમને પારકા દરણા દળવામાં, પારકા પાણી ભરવામાં ને દાતરડું હાથમાં લઇ ખેતરમાં કામ કરવામાં મદદગાર બની ગયા હતા.

'કેશવ ભણી ગણી બાજંદો થશે, તેના બાપથી સવાયો થશે, બાલીસ્ટર થઇ બડાબડા 'લાટસાબ'ને પણ ભુ પાશે. રૂપાળી દેવના ચક્કર જેવી વહુ આવશે, હું સાંધામાચીએ બેસી દાંતે બજર દેતી દેતી...અને...'ડોશી આગળ વિચાર ન કરી શકતી. સ્વેચ્છાએ સર્જેલ એના એ સ્વપ્નો એને ગળગળી બનાવી દેતા ને તે આખી રાત સુખ સ્વપ્નોમાં ગાળી પરોઢીએ નવી તાઝગી મેળવી ઘંટીએ બેસતી. ધમધમાટ બોલાવતી અધમણ અનાજનો ધાણ કાઢી નાખતી.

કેશવ આ બધું જોતો. મા કેવી અંગ તૂટ મહેનત કરી તેને ચોપડીઓ અપાવે છે, તેની ફી ભરે છે તે એની સમજણમાં સાંગો-

પાંગ ઊતરી ગયું હતું અને એટલે જ એ ભણવામાં એક તેજસ્વી વિદ્યાર્થી બન્યો હતો.



કેશવ એની ઝળકતી વિદ્યાર્થી અવસ્થાને વધારે ઝળકાવતો હવે કૉલેજમાં દાખલ થયો હતો. તેણે બે તો સ્કોલરશીપો મેળવી હતી ઉપરાંત એકાદ બે ટ્યુશન પણ મળ્યા હતા.

આથી કેશવ શાંતિ પૂર્વક તેનું કૉલેજ ખર્ચ નીભાવી શકતો. અંબાબાને હવે કેશવને પરણાવવા સારૂં જ પૈસા ભેગા કરવાની ચિંતા રહી હતી. એટલે એ પણ એનું કામ અવિરત ચાલુ જ રાખી રહ્યા હતા.

પણ ડોસીના કે કેશવના કમભાગ્ય કહો કે સદ્‌ભાગ્ય જે કહો તે, ને કેશવ કાવ્ય રચવા લાગ્યો. કાલિદાસ ને ભવભૂતિ શેલી ને કિટ્સ જેવા સમર્થ કવિ બનવાના સ્વપ્નો સેવવા લાગ્યો. અને ખરેખર એના ભવ્ય કલ્પના ભર્યા કાવ્યોએ જોત જોતામાં તેને ઉચ્ચ કક્ષાએ મૂકી દીધો.

માસિકોમાં તેના કાવ્ય માટે પડાપડી થવા લાગી. સુંદર શણગાર સજાવીને તેના કાવ્યોને અગ્રસ્થાન અપાતું. આ જોઇને કેશવ વધારે ને વધારે કાવ્ય નશામાં મસ્ત બનવા લાગ્યો.

એનું વ્યવહાર જ્ઞાન શૂન્ય બની ગયું ને એ ગોળ શૂન્ય પરપોટામાંથી તરંગના ઓઘ ઊછળવા લાગ્યા. એનું જીવન તરંગમય બની ગયું. ઇન્ટરનું પરિણામ તો પાકયું પણ બી. એ. થતાં આ ધૂને તેને અટકાવી દીધો. પણ કેશવને હવે એની પરવા ન હતી. એનું જીવન મસ્ત બની ગયું હતું.

ઊઠતા ને બેસતા, ફરતા ને હરતા એ ગુણગુણ કર્યા કરતો ને

પ્રેરણા આવતા કલમ હાથમાં લઈ કાગળ પર ઝૂકી પડતો. કાળા અક્ષરોમાંથી વાચકોને દંગ બનાવે તેવા પ્રકાશ કિરણો ઉઠાવતો.

કેશવની આ સ્થિતિએ અંબા ડોસીના સ્વપ્નોને છેદી નાખ્યા. 'કેશવ, મારો કેશવ કેવો ડાહ્યો હતો ! હે, પ્રભુ તેં એને આ શું કરી નાખ્યું છે ?' ડોસી રોજ ને રોજ આ ચિંતામાં રહેવા લાગી. તેનું શરીર ઘસાવા લાગ્યું.

છતાં કેશવની દૃષ્ટિને એ જોવા ફુરસદ ન હતી. તે દરદને ન દેખી શકતો. તે કંગાળોની કાયાનું વર્ણન ચિત્રાત્મક ઢબે આલેખતો પણ માતાની ક્ષિણ થતી કાયાનું ચિત્ર ન દોરી શકતો.

પાંચ પાંચ વર્ષો આમ ને આમ વિતી ગયા હતા. કવિ કેશવની કીર્તિ ખૂબ વધી હતી પણ તેની કંગાલિયતમાં કાંઇ ફરક નહોતો પડતો. તે તો વધારે તીવ્ર બની હતી.

કેશવ જો કાંઇક વ્યવહારૂ હોત તો તેણે આમાંથી જરૂર ઉત્પન્ન કર્યું હોત પણ એને ને વ્યવહાર ને તો જોજન જોજનનું છેટું રહેતું હતું. ત્યારે જગત તો તેના આંતર જીવનથી હજારો જોજન દૂર હતું. તેને કેશવની નહિ પણ તેના કાવ્યની જ કદર હતી. તે ઉપર પડી કેશવને તેની સ્થિતિ માટે પૂછવા આવે એવું બેવકૂફ ન હતું.

ઘણી વખત વ્યવહારૂ માતા તેને આ સમજાવવા બેસતી. કેશવ શાંતિથી સાંભળતો પણ ત્યાંથી છૂટો પડી ફરવા જતો ને કંઇક દૃશ્ય દેખતો એટલે પાછો કાવ્ય મસ્તીમાં પડી જતો. માતાનો ઉપદેશ તેના જીવનમાંથી ખસી જતો ને તરંગ તેનું સ્થાન લઇ લેતો.

પછી તો ડોસીએ કંટાળ્યા હતા. તેમણે તેને કહેવાનું જ છોડી દીધું હતું.



દિવસ તો વીતી ગયો. સંધ્યાના રંગ પણ અદૃષ્ય થયા. આછો

અંધકાર ઘેરો બનવા લાગ્યો છતાં કેશવ તો કલમ હાથમાં લઇ કાગળ પર કાંઇક લખ્યે જ જતો હતો.

અંબામા તો કોઇ જમણમાં જતા નહિ પણ કેશવ હજી કેમ ઓરડામાં બેસી રહ્યો છે એ જોવા તેઓ અંદર આવ્યા. ડોસી ઘડીક બારણામાં ઊભા રહ્યા. કેશવ તો તેના કાવ્યની ખૂટતી કડીના વિચારમાં મસ્ત હતો. તેને ડોસી આવ્યાની ખબર પણ ન હતી. એ અત્યારે કોઈ જુદી જ સૃષ્ટિમાં સફર ખેડતો હતો.

'કેશુ... એ કેશુ?' ડોસીએ સાદ દીધો.

'કેમ બા!' કેશુએ આંખો બા ઉપર ઠેરવી.

'બેટા, જમણ તો પતીએ જવા આવ્યું હશે. હવે ક્યારે જઇશ?'

'ક્યાં જવાનું છે?' કેશવ સવારની વાત તો વીસરી જ ગયો હતો.

'કેમ શ્રીપત શેઠને ત્યાં!'

'હા...હા.' કેશવને યાદ આવ્યું.

'હવે. બે લીટી જ છે. હમણાં જ જાઉં છું હં.'

કેશવ ધૂની હતો પણ એના હ્રદયમાં માતૃપ્રેમ તો છલોછલ ભર્યો હતો. તે અંબામાને દુઃખ થાય એવો એક શબ્દ પણ કોઇ વખત ન ઉચ્ચારતો. ઘણી વખત અંબામા ખીજાઇને તેને વઢવા લાગતા તો પણ કેશવ તો હસતો જ રહેતો.

'હવે તારી બે લીટી ચૂલામાં પડી. કાંઇક વહેવાર તો સમજ.' ડોસી ખીજાયા. સાથેસાથ ડોસીના ચહેરાપર છલોછલ દુઃખના ઓઘ ઊછળ્યા. કેશવ આ ન જોઈ શકયો. તે કલમને કોરે મૂકી ઊભો થયો. પિતાંબર પહેરી, ખભે ટૂવાલ વળગાડી, હાથમાં લોટો પ્યાલો લઇ ચાલી નીકળ્યો.

તે પંડે પહોંચ્યો પણ એ તો નિર્જન હતો. તેના ચારે બાજુના દ્વાર ખુલ્લા હતા. ભોજન પતી ગયું હતું. કેશવ શૂન્યમનસ્ક ઘડીક ઊભો રહ્યો. તેને પહેલાં તો થયું કે માએ મને બહુ વહેલો મોકલ્યો પણ જ્યારે પંડામાંથી કૂતરાઓના સંગ્રામ સૂર સંભળાયા ત્યારે તેણે અંદર નજર કરી, ને પતરાવળા ઊઠાવીને પંડો સાફ કરતા માણસો જોયા ત્યારે જ એના કવિ ભેજામાં ઊતર્યું કે જમણ તો પૂરું થયું છે.

તે પાછો ફરવા લાગ્યો, ત્યાં શ્રીપત શેઠના એક માણસે તેને જોયો.

'અરે દેવ, આટલા બધા મોડા?' તેણે કેશવને ઊભો રાખ્યો.

'જરા મોડું થઇ ગયું, હશે.' કહી પાછું તેણે ચાલવા માંડયું. પણ પેલા નોકરે તેને રોકયો.

'જરી ઊભા રહેશો. હું હમણાં જ આવું છું.'

'ઠીક ઊભો છું.' કેશવ ઘડીક થોભ્યો, ત્યાં પેલો માણસ પાછો આવ્યો.

'ચાલો, શેઠ બંગલે બોલાવે છે.'

'મારે જમવું નથી.' કેશવ એકલો બેસી જમવા તૈયાર ન હતો.

'ન જમો તો કાંઇ નહિ પણ જરા મોઢે તો આવી જાવ.'

'ચાલો!' કહી કેશવ બંગલામાં ગયો.

નોકર સીધો તેને શેઠની પુત્રી મૃદુલાના રૂમ ઉપર લઇ ગયો. મૃદુની જન્મગાંઠ નિમિત્તે જ આજે બ્રહ્મભોજ હતું. બધી વ્યવસ્થા મૃદુ જ કરતી હતી.

કેશવને જોતા જ મૃદુ બોલી:

'ભોજન તો પૂરું થયું. તમો કાંઇક મોડા થયા.'

'કાંઇ હરકત નહિ. મારા દોષે એમ થયું છે ને?'

'છતાં આપે ભોજન તો કરવુંજ પડશે.' મૃદુએ મુખપર ભારોભાર મૃદુતા ભરી કહ્યું. કવિ એ મુખ સામે અનિમિષ નયને તાકી રહ્યો. પણ તરત જ એ અસભ્યતા તેને પરખાઇ ને તેણે નજર ફેરવી લીધી.

'આપનું નામ?' મૃદુએ પ્રશ્ન કર્યો.

'કેશવ.'

'કેશવ! કેશવ કવિ તે તમો પોતે?'

'જી હા!' કવિએ નીચી નજરે જવાબ આપ્યો.

મૃદુએ સામે જ પડેલ તેના આસન ઉપરથી એક માસિક ઊઠાવ્યું ને કવિ તરફ ધરતા બોલી.

'હું તમારી કવિતા જ વાંચતી હતી. ખરેખર તમો તો સરસ લખો છો.'

કવિએ કાંઇ જવાબ ન આપ્યો. તે મૂક બની બેસી રહ્યો. ત્યાં નોકર ભોજનથાળી લઇને આવ્યો. મૃદુએ જાતે પાટલો પાથરી કવિને બેસાર્યા. કવિએ ભોજનનો આરંભ કર્યો એટલે મૃદુ બોલી.

'કવિ એક માગણી કરું?'

મૃદુના આ પ્રશ્ને કવિ ઝબકયો. તેણે દૃષ્ટિ ઊઠાવી મૃદુ સામે જોયું. મૃદુના હોઠ કંપી રહ્યા હતા, સંગેમરમરની પ્રતિમા જેવી મૃદુના મુખપર લાલી તરી આવી હતી.

'વચન દો છો કવિ?' મૃદુ પાછી બોલી.

'હું શું વચન આપું? હું તો એક દરિદ્ર, ક્ષુદ્ર, માનવી છું.'

'એમાંથી જ મારે માગણી કરવી છે.'

'કહો.'

'તમારી પ્રત્યેક નવીન રચના મને વાચવા મળે.'

કેશવ તાજુબ થઇ ગયો. તે એક પણ શબ્દ બોલ્યા વગર હાથ ધોઈ ઊભો થયો, મૃદુ કાંઇ જ ન બોલી. કેશવ ચાલી નીકળ્યો.



આ પ્રસંગ પછી કેશવના કાવ્ય ઢંગ પલટાઇ ગયા. કેશવ જે અત્યાર સુધી પોતાને સામાન્ય કવિ તરીકે માનતો હતો તેમાં આ મદિરાક્ષીના પ્રોત્સાહને પલટો આણ્યો. તેની કવિતામાં સત્ય ચિતારના બદલે હવે કૃતિમતા પ્રવેશવી શરૂ થઇ.

તે મૃદુને તેની દરેક કૃતિ મોકલતો હતો. મૃદુ તે વાંચતી, જૂની સાથે નવીની તુલના કરતી ને કવિના આ ધીમા અદ્રષ્ય પતનથી હિજરાતી.

વસંત પૂર બહારમાં ખીલી હતી. શહેરમાં ઉત્સવની ધૂમ મચી હતી. મૃદુ બગીચામાં બેઠી બેઠી કવિની છેલ્લી કૃતિ વાંચી રહી હતી. તેમાં દરદનો છાંટોય ન હતો. તેમાંથી તો ઐશ્વર્યની ને કોઈ અકલ્પ્ય જીવન જીવવાની લાલુચના સૂર ઊઠતા હતા. કવિ પતનની મૃદુને પાકી ખાતરી થઇ ગઇ.

તે શ્રીમંત તનયા હોવા છતાં દિવસ ઊગ્યે દરદે છલકાતા જગતથી સદૈવ જ્ઞાત રહેતી. આથી તેના હૃદયને ભારે આઘાત થયો. આ વસ્તુથી કવિને જ્ઞાત કરવા જ જોઇએ એવો નિશ્ચય તેણે કર્યો ત્યાં જ કેશવ બગિચામાં દાખલ થયો. તેને દેખતા જ મૃદુ તેનું સ્વાગત કરવા ઊભી થઇ. કવિ ક્ષણભર અનિમિષ નયને તેને તાકી રહ્યો ને બોલ્યો.

'મૃદુ આજે નવું કાવ્ય સાંભળશો ને ?'

'જરૂર.' કહેતા મૃદુ હસી ઊઠી. કવિએ પણ હાસ્ય વેરતા

કાવ્ય મીઠી હલકે વહેતું કર્યું. જેમ જેમ કાવ્ય આગળ વધતું ગયું તેમ તેમ કવિનો સ્વર મંદ બનતો ગયો, પરંતુ મૃદુના હૃદયની ગતી તો વધી પડી. કવિએ ડૂબતી લયમાં કવિતા પૂરી કરી. મૃદુએ સંતોષનો શ્વાસ ભર્યો.

'કવિ ! મારે થોડુંક કહેવું છે ?' તે બોલી.

આ સાંભળી કેશવ ચમકયો. તેની સમજમાં કાંઇ ન આવ્યું. તેણે મૌન સેવ્યું.

'કવિ ક્ષમા કરજો !' મૃદુની મુખમુદ્રા વધારે ગંભીર બની. તે આગળ વધી.

'કવિ શું તમારી હમણાંની રચનાઓ પહેલાં જેવી છે ?'

આ સાંભળી કેશવે આશ્ચર્યથી પૂછ્યું.

'ત્યારે ?'

'શું તેમાં પહેલા જેવી ભાવુક્તા છે ? તેમાં પહેલાં જેવી વેદના ટપકે છે ?'

કહી મૃદુ તેના સામે તાકી રહી. એ નજરથી કેશવ ચોંકયો. તેનું શીર નીચું ઢળ્યું. તેની વાણી કંપી ઊઠી. તે વેદનાભર્યા સ્વરે બોલ્યો,

'સમજ્યો મૃદુ, હું બરાબર સમજ્યો. હું પંથ ભૂલ્યો છું. મુખ્ય રાહ ચાતરી ગયો છું. મેં સુખનો માર્ગ દેખ્યો. કોઇ અકલ્પ્ય પ્રલોભનમાં ફસી ગયો. પહેલાં હૃદયમાંથી નીકળતી હતી 'ઊષ્ણ વ્યથા ! અત્યારે...ઓહ અત્યારે હું ભ્રમ...' તે અટકી ગયો. તેણે જોયું તો મૃદુની આંખોમાં ઝળઝળીયા હતા. તે ઊંચે જોઇ કાંઇક વિચારી રહી હતી.

'કવિ મને ક્ષમા કરશો ?' તરત જ તેણે દૃષ્ટિ ફેરવી કવિ સામે જોતાં પ્રશ્ન કર્યો.

'ક્ષમા, તમને ક્ષમા? મારી ભૂલ ને ક્ષમા તમને?'

'હા, હું શ્રીમંત તનયા અને વળી પાછી યુવાન. એના સંસર્ગે તમે તમારો રાહ ચૂક્યા...!' મૃદુની વાણીમાં વેદના હતી.

'મૃદુ, એ દોષનું પ્રાશ્ચિત તેં આજે કર્યું છે. મારો ખોવાઇ ગયેલ વિધિ તેં મને પાછો આપ્યો છે. જે અદશ્ય તૃષ્ણા મને પતન તરફ ખેંચતી હતી તેને તેં સ્પષ્ટ કરી. મૃદુ મારા તને આશિષ છે.'

કેશવ ઊઠયો. ઉદ્યાન છોડી રાજપથ પર ચાલી નીકળ્યો, ત્યારે તેની દૃષ્ટિ સમક્ષ દરણું દળતી ઘરડી માની કંગાળ મૂર્તિ તરવરી ઊઠી. હિંદની એંશી ટકા કંગાળ જનતાની માટીમાંથી જ સર્જાયેલ હોય તેવી એ કેશવની મા–મૂર્તિ !!



# વગડાનાં ફૂલ

વિલાયતની પાંચમી સફર કરીને છ મહિના પહેલાં જ મહારાજા આવ્યા હતા. છતાં 'અગત્યનું કામ' નીકળ્યું, એટલે તેઓને છઠ્ઠી મુસાફરીએ ગયા વગર ચાલે તેમ ન હતું. રાજ્યની તિજોરી હાલમાં ખાલી હતી, એટલે આવતાં બે વર્ષની મહેસૂલ પહેલાંથી જ વસૂલ કરવાનું વસૂલાતી ખાતાને ફરમાન થયું હતું.

મોહનપુરમાં આજે વસૂલાતી અધિકારીનો મુકામ હતો. નાના ગામ ઉપર કોઈ કટક ચડી આવ્યું હોય તેમ પગીપસાયતાઓ બગલમાં તરવારો દબાવીને ગામમાં ફરતા હતા, ખેડૂતોનાં મોઢાં પડી ગયાં હતાં. ગામમાં સન્નાટો બોલી ગયો હતો. પાંચ પાંચ મોળાં વર્ષો તો માંડ માંડ ખેંચ્યાં હતાં. આ વર્ષે વરસાદ ન પડે તો ગામનો ખેડુ વર્ગ ભાંગી પડે તેવી સ્થિતિ હતી. ત્યાં આ લશ્કરનું ભારણ લોખંડી મણિકા જેવું ગામ ઉપર આવીને પડયું.

ખેડૂત વિચારતા હતા કે છોકરાઓ જારના રોટલા માટે તલસે છે ત્યાં બે વર્ષની મહેસૂલ ક્યાંથી કાઢી આપવી? એ સવાલ બધાયને મૂંઝવી રહ્યો હતો. જ્યારે ગામમાં આ સ્થિતિ પ્રવર્તતી હતી ત્યારે વસૂલાતી અધિકારી અને તેમના કારકુનો માટે રોજરોજ જુદી જુદી મિષ્ટ વાનીઓ તૈયાર થતી હતી. પટાવાળા, પગી અને પસાયતા માટે ખેડૂતોને ત્યાંથી રોટલા માટેનો લોટ અને શાકનું ઊઘરાણું કરવામાં આવતું હતું. કારણ કે ગામાત ખાતેની રકમ તો સાહેબના ખાણામાં વપરાય તો જ પૂન્ય થાય ને!

એક અર્ધો પડી ગયેલ છાપરા જેવા ઘરમાં એક ઉમરે યુવાન છતાં અકાળે કરમાઇ જતી કાયાવાળી બાઇ ચૂલો ચેતાવતી હતી અને તૂટેલ માટલીમાંથી લોટ લઇને ભાત લઇ જવા માટે રોટલા ઘડવા બેસતી હતી, ત્યાં એક પસાયતો પહોંચ્યો.

'કાં પટેલ છે કે?' કહી ઘરમાં આવ્યો.

'ના ભાઈ, ઇ તો ખેતરે ગયા છે.' બાઈએ બીકથી ઊભા થતાં થતાં કહ્યું.

'સા'બનો પડાવ આંહીં થયો છે એ જાણો છો કે નહિ?'

'હા ભાઈ.'

'તેમની સાથેના માણસોને ખાવા માટે રોટલા કરવાના છે. તે માટે દરેક ખેડુને ત્યાંથી ત્રણ ત્રણ શેર લોટ લેવાનો હુકમ થયો છે.' પસાયતાએ હુકમની ભાષામાં કહ્યું. માનવીની ભાષાય સમય અને સ્થિતિ સાથે જ બદલાય છે! બાઈ થરથરવા લાગી. રગરગતા અવાજે તેણે કહ્યું :

'ભાઈ મારા ઘરમાં તો બશેરક જેટલો લોટ છે, તેના રોટલા કરીને મારે ખેતરે લઇ જવાના છે. ઘરમાં બીજો દાણો પણ નથી. હું કાલે આપું તો?'

'કાલે બાલે ન ચાલે. તમારા સારું શું રાજ્યના માણસો ભૂખ્યા રહેશે ?'

'ભાઈ સા'બ પણ અમારે ભૂખ્યા રહેવું પડશે તેનું શું ?'

'તમે ગમે તે કરો. અમે બધું જાણીએ છીએ. ખેડુની જાત તો બહુ લુચ્ચી હોય.' એમ કહીને પોતે રાજનો નોકર થયો એટલે ઊંચ થયાનું અભિમાન લેતા પસાયતાએ લોટની માટલી ખેંચી લીધી. લૂગડામાં માટલીને ખાલી કરી તે બીજા ખેડુને ત્યાં જવા ચાલી નીકળ્યો. બાઇ આ બધું ફાટેલી આંખે જોઇ રહી.

ચૂલા ઉપર મૂકેલ તાવડીનું તળિયું પણ નિષ્ઠુર બની આ બાઇની મનોવેદના જોઇને હસવા લાગ્યું. બાઇ એક નિઃસાસો નાખીને ઊભી થઈ, અને તેમનું ખાતું હતું તે વાણિયાની દુકાને પહોંચી.

'કસ્તુરભાઈ, દશ શેર જાર આપશો ભાઇ !'

'વાલબાઇ, જુઓને આ વરસાદના કાંઇ ઠેકાણાં નથી. મહેસૂલની ઊઘરાણી થવા લાગી છે. ખાતું વધતું જાય છે. મારે આવા સંજોગોમાં જાર કેવી રીતે આપવી ?'

'પણ ભાઇ, આટલા ખાતા ભેગું આટલું વધારે. જો જાર નહિ મળે તો અમારે ઉપવાસ થશે.'

'તમને ઉપવાસનું જાય છે, પણ મારો તો તમે વિચાર જ નથી કરતાં. લેણું આપવાનું તો રહ્યું, પણ સામે દેણું જ કર્યે જવું એ કેમ ચાલે ? માટે જાર બારની તો વાત જ કરશોમાં.'

એમ કહી વાણિયો ચોપડામાં મોઢું નાખી લખવા મંડી પડ્યો. વાલબાઇ બિચારી વિલા મોંઢે ઘેર પાછી આવી, ને એમ ને એમ ખેતરે ગઇ.

'કાં ભાત ન લાવી ?'

'ક્યાંથી લાવું ? રોટલા ઘડવા બેઠી હતી ત્યાં એક પસાયતો આવીને લોટ લઇ ગયો.'

'શું કરવા !' રાધુ આશ્ચર્યથી બોલી ઊઠયો.

'સા'બના માણસો માટે રોટલા ઘડવા.'

'એ...મ સાચું, સાચું, હા, સા'બના માણહ કાંઇ ભૂખ્યા રહે ! આપણા છોકરા ભલેને ભૂખ્યા રહેતા ! એ તો બધાય રાજ-બગીચાના ગુલાબો કેવાય અને આપણે તો વેરાન વગડાનાં...! હં, પણ પછી તું શેઠને ત્યાં ન ગઇ ?'

'ત્યાં ય ગઇ હતી. તેમણે જાર આપવાની ચોખ્ખી ફૂલ જેવી ના પાડી દીધી.'

'ત્યારે આજ ભૂખ્યા જ રહેવાનું એમ જ ને ?'

'બીજું શું થાય ? તમે આવો ને શેઠને કાંઇક કહો જો માને તો.'

રાધુ સાંતી છોડીને ઘેર આવ્યો. ઘેર આવીને તેણે તેમની જીવાદોરી જેવા 'ઝરમર અને દોરો' સોનાના બે દાગીના ખિસ્સામાં લીધા અને શેઠની દુકાને ગયો. તેણે ખાતે માંડી અનાજ દેવા ખૂબ રકઝક કરી પણ વાણિયો ન માન્યો.

'શેઠ તમારા રુપિયા કોઇ વખત રાખ્યા છે ? પચાસ રૂપિયા લીધાને હજી તો ત્રણજ મહિના થયા છે ત્યાં આટલી બધી અધિરાઇ તમને આવી. લ્યો કાઢો ખાતું.'

વાણિયાએ તુરત જ ચોપડો કાઢયો. ત્રણ મહિના પહેલાં લીધેલ પચાસ રૂપિયા વાણિયાના ચોપડે પડી નીચે પ્રમાણે અજગર જેવા લાંબા થઇ ગયા હતા:

રૂા. ૫૦) ખાતાના, રૂા. ૧૦) કોથળી છોડામણના, અને એકના

દોઢા પ્રમાણે મહિના ત્રણનું રૂ. ૬–૪–૦ વ્યાજ. કુલ રૂપિયા સવા છાંસઠ.

ત્રણ મહિનામાં રૂપિયા સવાસોળનો સીધો નફો ! ચોખ્ખું લખત હતું એટલે આ બાબતમાં રાઘુને તો કાંઇ બોલવાપણું જ ન હતું. તેણે સવાસો રૂપિયાનો ચોખ્ખો સોનાનો દોરો શેઠને આપ્યો. શેઠે તેની કિંમત નેવું રૂપિયા આંકી. નેવુમાંથી રૂપિયા સવા છાંસઠ કાપી લઇ બાકીના પોણા સત્યાવીશ રાઘુને પાછા આપતા શેઠ બોલ્યા :

'રાઘુભાઈ, શું કરીએ પેટ પડયું છે. તમ જેવા સારા માણસને પણ અમારે દુભાવવા પડે એ કાંઇ અમને ગમતું હશે? બોલો શું આપું? ખોટું તો નથી લાગ્યું ને?' વાહરે વાણિયા ! તારા વગર જ રાવણે રાજ ખોયું ને !

'ના, ભાઇ ના. ખોટું બોટું કાંઈ નથી લાગ્યું. મારે કાંઇ જોતું પણ નથી.' કહી રાઘુ ઊભો થયો. વાણિયાને ખાજ છટકતું લાગ્યું.

'રાઘુભાઈ, તમને ખોટું લાગ્યું હોય તેમ લાગે છે. જો એમ હોય તો લ્યો આ દોરો પાછો. તમારા ઉપર કાંઇ અણવિશ્વાસ થોડોક છે? આ જાર જોખી છે, એ તો લેતા જાવ' કહી વાણિયે જાર આપવા માંડી, પણ રાઘુ એ તરફ નજર પણ નાખ્યા વગર ત્યાંથી સડેડાટ ચાલ્યો ગયો. પણ જાર વગર કાંઈ થોડું'ક ઘેર જવાય તેમ હતું. એટલે 'ઉલમાંથી ચૂલમાં' પડયા માફક બીજા વાણિયાને ત્યાં જઇ જાર તોળાવી.

સાહેબનો મુકામ થયા ને બીજે દિવસે ખેડૂતોએ ભેગા થઇ સાહેબને ગામની કંગાળ સ્થિતિના અંગે કાંઇક રાહત આપવા અરજ ગુજારી. એ ઉપરાંત ખેડૂતોને ભૂખ્યા રાખીને રાજ્યના

માણસો ઘરમાં દાખલ થઈ લોટ કેવી રીતે લઈ ગયેલા તેના પણ દાખલા આપ્યા. આ બધું સાંભળી સાહેબ બોલ્યા :

'રાજ્યના નોકરોને તમારે ભૂખ્યા રહીને ખવરાવું પડે. તમે ખેડૂતો બીજી રીતે તો માનો જ નહિ એવો મારો અનુભવ છે. એટલે કોઇ નોકરને એમ કરવું પડયું હોય તો તેમાં કાંઇ ખાસ કહેવા જેવું નથી. બીજું, મહેસૂલ વસૂલ કરવામાં કોઇ પણ જાતની રહેમદિલી થઇ શકે તેમ નથી, માટે કાલ સાંજ સુધીમાં બધાય સમજીને આપી જશો તો ઠીક છે, નહિતર પછી તે માટે યોગ્ય ઉપાયો લેવા પડશે.' સાહેબ પણ રાજ બગીચાના જ ફૂલ હતા ને ?

એટલું કહી સાહેબ ઊઠી ગયા. કિસ્મતને દોષ દેતા ખેડૂતો ઘેર ગયા. તાણીતુસીને ભેગું કરી શકે તેવા હતા તેમણે તો મહેસૂલ ભરી. બાકીના ઘણાને ત્યાં કડીઓ થઇ, ને લબાચા પીંખાયા.

વસૂલાતી અધિકારીનો મુકામ મોહનપુરમાંથી ઉપડયો, ત્યારે ખેડૂતોના પચાસ ઘરમાંથી વીશેક ઘર ખેતી કરી શકે એવાં રહ્યાં હતાં. બાકીના ખેડૂતો ભાંગી ગયા હતા. આમ મહારાજા ખાસ કામના અંગે ! વિલાયત પધાર્યા !



ક્રિસ્ટમસના દિવસો આવતા હતા. ના. મહારાજા સાહેબ છઠ્ઠી સફર પૂરી કરી પાછા પોતાના રાજ્યમાં પ્રજા પર વાત્સલ્ય વર્ષાવવા આવી પહોંચ્યા હતા. પ્રજાપતિ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ એ મહારાજા પોતાની સાથે દીવાળી ઊજવવા સારૂ યુરોપિયન મહેમાનો પણ લેતા આવેલા. સખત ઠંડીની ઋતુ હતી. શ્રીમંત શહેરીઓ હવેલીઓનાં બારી બારણાં બંધ કરી જાડા બનુસો પર ત્રણ ત્રણ રજાઇઓના સોઢણ લઇ સૂતા હોવા છતાં સીસકારા બોલાવતા હતા. ગરીબો તેમની નાનકડી ખોલી અને ઝૂંપડાઓમાં આછું પાતળું ઓઢણ

ઓઢી ટૂંટીઆ વાળી પડેલા હતા. પવનની પાંખ પર બેસી હીમના મોજાએ આખા શહેર પર ઠલાવતા હતા. અસહ્ય ઠંડીને લઇ અકડાઇ ગયેલ પંખીઓ માળામાંની ટપોટપ નીચે પડતા હતા. નદીના પાણી પણ થીજી ગયા હતા. એ વખતે પ્રજાના સ્વામી કહેવડાવતા છતાં પ્રજાના વાસથી દૂર દૂર આવેલ મહેલમાં મહારાજા રંગરાગ ઊડાવી રહ્યા હતા. ત્યાં ઊંચી કક્ષાના ગરમ કપડા અને ઇલેકટ્રીક સગડીઓ સામે ઠંડીના મોજાં નિષ્ફળ નીવડતા હતા.

ઊંચી જાતના દારૂના શીશા પર શીશા ઠલવાતા હતા, ને સાથે આવેલ યુરોપીઅન મહેમાનો પણ મહારાજાના વખાણ કરતાં કરતાં વધારે મદ ચડાવી રહ્યાં હતાં.

'કલા' મહારાજાએ શિકાર અધિકારીનું નામ પૂકાર્યું.

'નામદાર.'

'બધું, તૈયાર છે ને ? સવારના ચાર વાગે ઉપડવું છે, હં !'

દારૂના નશામાં ડોલતાં અને મોંઘા મૂલી સિગારના ધુમાડાનાં ગૂંચળામાં પણ નર્તકિઓના નાચને નીરખતા હોય તેમ એ તરફ તાકતા બોલ્યા.

'જી, બધું તૈયાર છે પણ...'

'કેમ શું છે ?' ધૂમ્ર ગોટને નીરખવું છોડી કલા તરફ જોઈ પ્રશ્ન કર્યો.

'આપણો ભલો શીકારી નહિ આવી શકે ?'

'કેમ ?'

'એનો એકનો એક દીકરો માંદો છે ?

'એનો દિકરો ? એ કયો રાયજાદો છે, દીકરો માંદો થાય એટલે નોકરીએ ન આવી શકે ?' પોતાના જીવન પૂરતું જ જગત સમજ-

નાર મહારાજાને માનવ જીવનની કિંમત ક્યાંથી હોય ! પેલા યુરોપીઅન મહેમાનો પણ આ મહારાજાની અફાટ સત્તા જોઈ આશ્ચર્ય જ પામ્યા હશે ને?

'દલીલ નહિ. માણસને મોકલી બાંધીને લાવો. શું...?'

'જી.'

કલો બહાર નીકળ્યો તેણે તેના પેટ પર હાથ ફેરવ્યો ને બબડયો, 'પાપી પેટ !' તે પેલા વસૂલાતી અધિકારી કરતા રાજ બગીચાનું જરૂર હલકું ફૂલ હોવું જોઈએ. તે વધારે ન બોલ્યો ને ચાલી નીકળ્યો. તેની નજર સામે કિલકિલાટ કરતો તેનો નાનકડો રઘુ આવ્યો, ઘોડિયામાં હીંચતી હેમુ દેખાણી. શિકાર અધિકારીનો માનભર્યો હોદ્દો, મોટી હવેલી, પૂરતું પાગરણ અને સોને મઢેલ તેની ઘરવાળી રૂપાળીબા, સાદ પાડતા દોડી આવતો પટાવાળો પરભુ, અને ડેલીએ બેસી તેની જાહોજલાલી સાચવતો અભરામ ચાઉસ સિનેમાના પડદા પર સરી જતા દ્રષ્યો માફક એક પછી એક એની આંખ પાસેથી સરી ગયા ને તરત જ દ્રષ્ય પલટાયું.

વાઘરી વાડાના છેક છેડે આવેલ નાનકડો કૂબો ને તેમાં બળતો–ટમ ટમતો દીવો. પવનના સુસવાટા કુબાના જીર્ણ ત્રાટાઓમાં થઈને ગાભામાં વીંટાઈ પડેલ નાના વાલીઆને વધારે બહેકાવતા જણાયા. પડખે જ જીર્ણ સાડલાની ગાતડી ભીડીને બેઠેલ મોંઘી, ફાટી ગયેલ બંડી પહેરીને બેઠલ ભલાના હાથમાં ઊનો કરેલ ગોટો આપતી દેખાઈ. ભલો વાલીઆની છાતીએ ગોટો મૂકતો જાય, ને કપાળે હાથ મૂકી તાવ તપાસતો જાય, તાવ અને શરદીમાં બેઠા થતા ને ઘડીકમાં ચીસ પાડતા વાલીઆને મારા બાપ, મારા બેટા, હમણાં મટી જશે હં ! કહી ભલો છાતીએ દાબતો ને પાછો સુવાડી દેતો દેખાયો. ને છેલ્લો દેખાયો જમદૂત જેવો ભલાને તેડવા મોકલેલ જમાદાર અલીખાં.

કલાભાઇની આંખ આગળ અલીખાંએ આવીને વર્ણવેલ બધા દશ્યો ખડા થયા પણ એ બધાને બાળી દેતી હોય તેવી મહારાજાની લાલ લાલ આંખ જ્યારે તેમને દેખાઇ ત્યારે જ તેમને ભાન આવ્યું કે એ આંખની અગ્નિ પલકમાં તેમને ભલા જેવા જ કંગાલ બનાવી મુકશે. હવેલી તો જશે પણ ઝૂંપડું બાંધવાની જગ્યાય નહિ મળે.

આ વિચાર આવતા જ તેમની દયા સરી ગઇ, દરવાજો પણ આવી ગયો. દરવાનોની સલામ ઝીલતા તેઓ અલીખાં સામે જોઇને બોલ્યાં :

'અલીખાં, ભલા વગર નહિ ચાલેઃ જાવ લઇ આવો.'

'પણ સા'બ...'

'કુછ નહિ, જલદી જાવ, ન આવે તો સોટા માર કર લાવ.' ભાંગી તૂટી પણ હિંદી કે ઉર્દુ ભાષામાં જ રૂવાબતો પડે ને ?

'અચ્છાં.' કહી અલીખાં ચાલી નીકળ્યો.



'વાલીઓ આજ બહુ તોફાન કરે છે નહિ ?' મોંઘીએ ભલાને ગોટો હાથમાં આપતાં કહ્યું.

'માતાજી બધું મટાડી દેશે.' ભલાએ વાલીઆની સામે આંખો નોંધી કહ્યું.

'પણ હેં, હવે તો કોઇ શિકારમાં જવા માટે તેડવા સારૂ નહિ આવે ને ?'

'ના ના, કલાભાઇ બહુ દયાળુ છે. અલીખાંએ બધી વાત કરી હશે, તો જરૂર રે'મ કરશે'

'માતાજી તેમનું ભલું કરશે. તમે જાંવ તો તો મારો દિવસ કે રાત ન જ ખૂટે,' મોંઘીએ ટાઢથી ધ્રૂજતા ધ્રૂજતા કહ્યું.

'આટલી બધી ધ્રૂજે છે. લે લે આ ફાળિયું ઓઢ.' મોંઘીને ધ્રૂજતી જોઇ ભલાએ માંથે બાંધેલ ફાળિયું આપતા કહ્યું.

'લો રાખો તમને કાંઇ ટાઢ સગી થાય છે.' કહી મોંઘીએ ફાળિયું પાછું નાખ્યું. એજ વખતે વાલીઓ....

'બાપા...બા...પા...' કરતો બેઠો થઇ ગયો. ભલાના હાથમાંથી ગોટો નીચે પડી ગયો ને તેણે વાલીઆને છાતી સાથે દાબી દીધો.

'બેટા. હું આંય બેઠો છું ને.' કહી માથે હાથ ફેરવ્યો ને સુવારી દીધો.

'મોંઘી આજ દીતવાર છે, તે એની નજરતો બાંધ?' ભલે મોંઘીને યાદ આપ્યું.

'હા. હા. એ તો હું ભૂલી જ ગઇ.' કહી મોંઘી ઊઠી. એ ડગલા આગળ વધે ત્યાં કૂબા બહારથી સાદ આવ્યો.

'ભલ્યા, એ...ભલ્યા.'

'હાય હાય. આતો અલીખાં જમાદારનો સાદ' મોંઘી સફાળી બોલી ઊઠી. ભલો પણ ઊઠયો.

'કાં જમાદાર સા'બ' કહેતો તે બહાર આવ્યો. મોંઘી પાછી વાલીઆની પથારી પાસે બેઠી.

'કાં શું આગળ થઇ જા, સા'બે કીધું છે કે તારે તો આવવું જ પડશે'

'પણ જમાદાર સા'બ....'

'એ કાંઇ નઇ, બાંધીને લઇ જવા સુધીનો હુકમ છે.'

'હશે, રામ' ભલો બબડયો ને બોલ્યો 'ના ના એટલી બધી મહેનત શું કરવા લેવી જોઇ. લ્યો હું આવું છું.' કહી ભલો મોંઘી પાસે આવ્યો. મોંઘી બધું સાંભળતી હતી એટલે ભલાને જોતાં જ બોલી:

'જાવ તારે, એ કાળમખા તમને નહિ છોડે, આપણાં તે કાંઇ જીવતર છે?' કહેતા મોંઘીનો સાદ ભારે થઇ ગયો. આ જોઇ ભલાને જાણે આત્મજ્ઞાન પ્રગટયું હોય તેમ બોલ્યો :

'મોંઘી આપણે તો વગડાના ફૂલ કહેવાઇ.' આપમેળે ઊઝરી ને આપમેળે ખરી પડી. આતો શિકારના કામ. હું તો પાછો આવું તારે ખરો. તું જ વાલીઆની થાય એટલી ચાકરી કરજે. ને...ને...ને ન જીવે તો એમાં હરખ શોક શું !' ભલો આગળ ન બોલ્યો. તરત જ પાછો ફરી જમાદાર સાથે ચાલી નીકળ્યો.

માંચડો બરાબર બંધાઇ ગયો. આજે ત્રીજો દિવસ હતો ને ત્રીજે ઠેકાણે માચડો બાંધ્યો હતો. આઠ દશ જણાએ એની મજબુતાઈ જોઇ લીધા પછી ભલાને ત્યાં લાવવામાં આવ્યો. ભલે જમીનથી માંચડા પર દૃષ્ટિ કરી અભિપ્રાય આપ્યો કે ત્યાં સુધી કોઇ રાની પશુ ફાળ નહિ ભરી શકે.

મહેમાનો, મહારાજા અને તેમના સાથીદારો માંચડે ચડી ગયા. પછી કલાભાઇનો હુકમ છૂટયો.

'ભલા, તારી ટોળી લઇને જા. ગમે તેમ કરી આજે શિકાર આ બાજુ તગડી લાવ. નહીંતર તારું ભલું નથી.'

હુકમ સાંભળતાં ભલો ઉપડયો. ભલાની ચપળતા ને તેની શિકાર પરની ચોટ ખૂબ વખણાતી. તેની વેધક દૃષ્ટિ જંગલના પથ્થરો ને વૃક્ષો ફરી વળતી. જો એ જાતે વાઘરી ન હોત તો આજે કલાભાઇની જગ્યાએ ભલો જ હોત.

'ભલા, કહે કે ન કહે પણ આજે તું ઢીલો છું.' આગળ જતાં તેના એક સાથીદારે પ્રશ્ન કર્યો.

'ના રે ના, એ તો લાગે.' ભલે જવાબ આપ્યો, પણ એ

જવાબ આપતાય એના અંતરમાં ચાલતી ગડમથલ છૂપી નહોતી રહી શકતી.

એનું શરીર જંગલમાં હતું પણ આત્મા તો નાનકડા ફૂબામાં કણસતા પડેલ વાલીઆની પથારી પાસે આંટા મારતો હતો. ઘડી એને છાતે ઊઠતો વાલીઓ ને હિંમત આપી મઠારતી મોંઘી તેની આંખ આગળથી ખસતા નહોતા. તેનાં કાનમાં હજીએ 'બાપા...એ.... બાપા'ના સૂર ગુંજી રહ્યા હતા.

'ભલા, સામે...' અવાજ ઊઠતા ભલો સતેજ થઇ ગયો. દૂર દૂર પથ્થરની કોતરમાં વાઘ અને વાઘણ શિકાર પર બેઠેલા તેની નજરે પડયા.

'હં. તેની પાછળની બાજુએ જઇ કરો રીડીયા. જો જો હં બરાબર સાવધ રહેજો, શિકાર પર છે.' ભલાએ સૂચના આપી.

સંધ્યાની રૂંઝયો વળતી આવતી હતી. શિકાર પૂરો થયો એટલે પોતાની બોડમાં લપાઇ જવા એ દંપતી ઊઠયું. વગડાના માલિક માફક વાઘે ચારે તરફ નજર કરી ત્યાં રીડીયા થયા. એ રીડીયા થતા જ સત્તામાં ભાંગ પાડનાર પર જેમ સમ્રાટો ને રાજવીઓ ચીડાય છે, તેમ વાઘનો પીત્તો ગયો. પૂંછડું પીઠ પર લીધું. વાઘણ પણ ઊઠી. એટલે પાછળથી થોડાક માણસો રીડીયા કરતા આગળ આવ્યા ને વાઘે ઘૂઘવાટી દઇ તરાપ સાંધી. આ રીડીયામાં વાઘણ ક્યાંક છટકી ગઈ. સદાના ટેવાઇ ગયેલ વાઘરીઓ શરીર સંભાળતા ને સંતાકુકડી ખેલતા વાઘને માચડા તરફ ખેંચવા લાગ્યા. ભલો એ બધાને સૂચના આપતો સાથે ને સાથે દોરાતો હતો.

માચડો પચીસેક કદમ દૂર રહ્યો, ત્યાં ગોળીનો અવાજ થયો. બાંધેલ બકરા પર દૃષ્ટિ ઠેરવતા વાઘના કાન પાસેથી સર...ર...ર કરતી ગોળી ચાલી ગઇ. ગોળી ખાલી જતાં વાઘ વિફર્યો. બે તરાપે

તો જ્યાં માચડો બાંધેલ તે ઝાડ નીચે આવી ગયો. ઉપર બેઠેલના કાળજા ફફડી ઊઠયા. ગોળીઓ ધ્રૂજતા હાથે ખાલી જવા લાગી. વાઘે પૂછડું માથે લીધું, દશ કદમ ધૂળનો ધૂંવો ઉડાડતો પાછળ ગયો ને ઠેક દીધી. ભલાની ગણતરી પણ ખોટી ઠરી અને એ નવ હથ્થો કાળઝાળ બની માંચડે ચોંટયો !

ઉપર બેઠલ માંધાતાઓના પાટલુનો બગડી ગયા ને એક ઝાડના થડ પાછળથી સર...ર...ર કરતો એક ભાલો ફેંકાયો ને માંચડે વળગેલ વાઘની પીઠમાં ચોંટયો. વાઘની પકડ ઢીલી પડી ને તે ભયંકર ચિત્કાર કરતો નીચે પડયો ત્યાં બંદૂકોનો એક સામટો તાસીરો થયો.

બીજી બાજુ વાઘનો ચિત્કાર સાંભળી વિફરેલ વાઘણ જ્યાં ભલો ઊભો હતો એ બાજુથી જ નીકળી આવી. ભલો હજી તેને સંભાળે તે પહેલાં તો વાઘણ તેના ઉપર તલપી.

બંદૂકોના અવાજનો પડઘો સમ્યો ત્યાં ભલાનો ચિત્કાર સંભળાયો. કલ્લાભાઈએ ને મહારાજાએ એ ધૂંવાના ગોટામાંથી નજર કરી તો વાઘણ ભલાને ચૂંથતી હતી ને બીજા વાઘરીઓ કીકીયારા કરતા વાઘણ પર તૂટી પડયા હતા.



'સા'બ આજ તો બહુ તોફાન કર્યું હતું,' મોંઘીએ વાલીઆને તપાસતા દાક્તરને કહ્યું.

'તે કરેજને તારો બાપ. સા'લા અહર કીધા એટલે થઈ રહ્યું મેં લેપ કરવાનું તને નહોતું કીધું ?'

'પણ સા'બ એ શિકારમાં ગયા છે, ને મારી પાસે પૈસા નથી'

'તો થીયું. અમે કહી એમ ન કરો ને પછી જીવ ખાવ છો ?' દાક્તર સાહેબ ગુસ્સાથી તાડૂકી ઊઠયા.

'સા'બ આજ તો ગમે તેમ કરીને લઇ આવીશ.'

'ઠીક જાવ.' કહી દાક્તરે કેસ આપ્યો. મોંઘી દવા લઇને ફૂ
આવી. તેણે વાસમાં જોયું તો છોકરાઓ સિવાય બધા કૂબા ખાલ
હતા. એક જરા મોટી ઉમરના છોકરાને મોંઘીએ પૂછ્યું :

'એલા દલીયા આમ કેમ ! બધા ઘડીકમાં કયાં ગયા ?'

'વેઠે. તમારૂ નામ પણ લેતા'તા.'

'પછી.'

'મારી બાએ કહ્યું કે એના છોકરાને લઈ દવાખાને ગઇ છે.'

'સારું કર્યું હં. કહી તેણે કૂબામાં આવી વાલીઆને સૂવાર્યે
દલીયાને ઘડીક તેની પાસે બેસવાનું કહી તેણે બે થાળીયું ને
વાટકા એક લુગડામાં બાંધ્યા, ને બજારે ગઇ.

જીવના જોખમે મહારાજાના શિકારની મોજ કરાવનારાઓની
ધરતીના પડફાડી ધાન્યના ઢગલા નીપજાવનારાઓની આર્થિક સ્થિતિ
તો જુઓ !

જીવણ કંસારાને ત્યાં જઈ બે રૂપિયામાં બધા ઠામ આપ્યા. પછ
તે દવાઓ વેચનારની દુકાનો તરફ લેપનો ડબો લેવા ચાલી નીકળી
દવાવાળાઓની દુકાનો સામે જ દેખાતી હતી. રસ્તો ઓળંગ
પેલી બાજુ જાય એટલી જ વાર હતી ત્યાં તો...

'એય...' અવાજ સાંભળતા મોંઘીએ ચમકીને પાછળ જોર
તો પોલીસ તેને સાદ મારતો દેખાયો. તે ઊભી રહી.

'કહાં ચલી જાતી હૈ, ઇધર ચલ.' પોલીસો આવડે
આવડે તો ય હુકમ તો અધકચરી હિંદી ભાષામાં જ કરે છે.

'પણ શું સે ?'

'મહારાજા સાહેબનાં રમવાના મેદાનમાં કાંકરી ટીપવી છે.'

'પણ મારો દીકરો માંદો છે, ને મારો ધણી મહારાજા સાથે શિકારે ગયો છે.'

'ભલીઆની વઉને ?'

મોંઘીએ માથું હલાવી હા પાડી.

'સા'લા વાધરા, બાના કાઢતા તો બહુ આવડશે. ચલ આગળ થા.'

'પણ હું બાના નથી કાઢતી તમે જુઓ.'

'ચલ બે.' કહી પોલીસ દાદે ડંડો ઉગામ્યો.

મોંઘી ઘડીભર થીજી ગઈ. ત્યાં તેના કાનમાં ભલાના શબ્દો ગૂંજી ઊઠયા 'આપણે તો વગડાનાં ફૂલ' ને એક પણ શબ્દ બોલ્યા વગર માંદા દીકરાની મા આગળ થઇ ગઇ. કયાં ? મહારાજાના રમવાના મેદાનમાં કાંકરી ટીપવા !

સંપૂર્ણ

